પોષ : ૧૯૯૬ અંક ૧ લો

# પ્રકૃતિ

**PRAKRITI**

Journal of the Gujarat Natural History Society

તંત્રી

હરિનારાયણ આચાર્ય



# વિષય સૂચિ


૧. ગુજરાતનાં બગલાં: ૫ — વિજયશંકર મુ. વાસુ ૧
૨. વનસ્પતિની શોધમાં : ૩. — વલ્લભરામ વૈદ્ય : હર્ષવંતરાય ધોળકિયા ૭
૩. પ્રાંતિજની બોખ નદી અને તેનો કોયડો. — અમૃતલાલ વ. પંડ્યા ૯
૪. ગુજરાતના સાપ : ૪ : નાગ. — રતિલાલ ગીરધરલાલ ખરાદી ૨૫
૫. ગુજરાતના ધરતીકંપ : ૧ — નરસિંહ મુ. શાહ ૩
૬. સર વિલિયમ જૅક્સન હૂકર. — શ્રીપાદ લક્ષ્મણ આજરેકર ૩૨
૭. ગુજરાતની પ્રકૃતિના અભ્યાસનાં સાધનો. — હરિનારાયણ ગી. આચાર્ય ૩૭
૮. સ્વીકાર ૪૨
૯. ગુ. પ્ર. મંડળના વર્તમાન ૪૭


---

## લેખકોને

પ્રત્યેક લેખ મુખ્યત્વે ગૂજરાતની પ્રકૃતિને લગતો અને સપ્રમાણ હોવો જોઈએ. એને અંગે શિકારના અસાધારણ અનુભવ, પ્રાણીઓની ખાસિયતોનું અવલોકન, વનસ્પતિનો સ્થાનભેદે વિસ્તાર કે અભાવ, ગૂજરાતનાં પંખીઓ અને વનસ્પતિની વસતી ગણત્રી, વગેરેને લગતા લેખો, આવકાર પામશે. માત્ર કવિતા કે કેવળ કલ્પનામૂલક લેખોને સ્થાન મળશે નહિ. છપાયલા લેખો ગુ. પ્ર. મંડળની પરવાનગી વગર છાપી પ્રસિદ્ધ કરી શકશે નહિ.

---


લવાજમ : વાર્ષિક રૂ. ત્રણ, પોસ્ટેજ સાથે.

'પ્રકૃતિ' દર ત્રણ મહિને પ્રસિદ્ધ કરવામાં આવે છે.


ગુ. પ્ર. મંડળની પ્રવૃત્તિનો પરિચય આપવાનું તથા સભ્યોનાં અભ્યાસ-અવલોકનનો વિનિમય કરવાનું પ્રધાનતયા વાહન હોવા ઉપરાંત, 'પ્રકૃતિ'માં અન્ય અભ્યાસીઓના, ગૂજરાતની વનસ્પતિસમૃદ્ધિ, પ્રાણિસૃષ્ટિ અને ભૂસ્તરવિસ્તારનો સામાન્ય જનતાને પરિચય કરાવે એવા શાસ્ત્રીય લેખો પ્રસિદ્ધ કરવામાં આવે છે.


પ્રકાશક : હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય, ઘે. નં. ૧૯૬૮, રાયખડ અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ., આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.
તા. ૨૧-૩-૧૯૪૬

ગુજરાત પ્રકૃતિ મંડળનું મુખપત્ર




પુસ્તક ૨ જું • પોષ ૧૯૯૮ • અંક ૧ લો.

# ગુજરાતનાં બગલાં : ૫

વિજયશંકર મુ. વાસુ

( પ્ર. પુ. ૧, અં. ૪ ના ૨૩૮ પૃષ્ઠથી અનુસંધાન )

## ૮. ગોત્ર Botaurus

૧૨. બજ ( The Common European Bittern; Botaurus stellaris )

વર્ણ : માથું કાળું. કાળી મુંછ. ડોક ઝાંખી પીળી અને બાજુઓ ઉપર ભુરી રેખાઓ અને આગળના ભાગે ભુરાં ટપકાં. શરીરના ઉપલા ભાગે રેતુમડી ઝાંઈવાળો ઝાંખો પીળો રંગ. શરીરના નીચેના ભાગો પર વધારે ઝાંખો પીળો રંગ; અને ઘેરી ભુરી રેખાઓ. ચાંચ ઉપર ભુરી, નીચે ઝાંખી પીળી. આંખની ચામડી ઝાંખી પીળી, આંખ પીળી.

કદ : ૨૬ થી ૩૦ ઇંચ. પુંછડી ૪½ ઇંચ. ચાંચ ૩ ઇંચ.

વસતિ : ઉત્તર અને મધ્ય હિંદુસ્તાનમાં. ગુજરાતમાં તે માત્ર કચ્છમાં જ છે.

શિકારીઓનું માનીતું આ ક્રૌંચ શિકારીઓએ છોડેલી બેરી અને અન્ય બાજની સામે પોતાનું રક્ષણ હિમ્મતથી કરે છે. તેની ચાંચ ટુંકી પણ મજબુત છે. પગ ટુંકા પણ આંગળાં લાંબાં છે. ડોક ટુંકી અને પીંછાંથી ભરાવદાર છે. ડોકની આગળ અને બાજુમાં લાંબાં પીંછાં ઝુલે છે અને ક્રૌંચ ઉશ્કેરાય ત્યારે વિકરાળ દેખાવા ડોકનાં પીંછાં ફુલાવી શકે છે. તેનું માંસ સ્વાદિષ્ટ અને માછલીની વાસ વિનાનું હોવાથી શિકારીઓ તેને શોધે છે. કહેવાય છે

કે શિકારી બાજ કે કુતરા તેની ઉપર હુમલો કરે ત્યારે તે પોતાની ચાંચ અને તીક્ષ્ણ નહોરથી તેમનો ઝનુની સામનો કરે છે. બાજ કે શકરાથી બચવા તે ગોળાકારમાં ઊંચે ચડે છે અને શિકારી પક્ષી તેની ઉપર ત્રાટકી ન શકે તે માટે તે તેની ઉપર ને ઉપર રહે છે,' પણ જ્યારે તેનો પીછો પકડનાર દુશ્મન તેની ઊંચે જઈને ઉપરથી તેના ઉપર ખાબકે ત્યારે આ ક્રોચ તેને પોતાની ચાંચની અણી ઉપર ઝીલી લઈ તેને વીંધી નાખે છે, એમ કહેવાય છે. પણ આવો શિકારનો શોખ તો ઉત્તર હિંદમાં જ રહ્યો.

બઝ પણ બીડ કે બરૂમાં વસે છે અને નિશાચર છે. પાણી પાસે ઊંચા ઘાસ વચ્ચે માળો કરી ચારથી પાંચ લીલાશ પર ઈંડાં મૂકે છે. તેનો અવાજ આખલા જેવો વિચિત્ર છે.

### ૯. ગોત્ર Nycticorax

૧૪. રાત બગલો ( The Night Heron; Nycticorax Nycticorax )

વર્ણ : કપાળ, દાઢી, ગળું અને ડોક વચ્ચેની રેખા સફેદ. છાતી, પેટ, પુંછડી નીચેનાં પીંછાં સફેદ પણ ઝાંખી પીળી ઝાંઈવાળાં. માથું, પીઠ અને ખભા કાળા અને તેની ઉપર લીલી ઝાંઈ. માથે અરધો ફુટ લાંબી પાતળી સફેદ કલગી. ડોકની પાછળ, પાંખ, પુંછડી અને પડખાં રાખોડી ભુરા રંગનાં. ચાંચ કાળી, નીચલા ફાડીયાના મૂળમાં પીળી, આંખ ચળકતી રાતી. આંખ પાસેની ચામડી પીળાશ પર લીલી. ચાંચ લાંબી અને તીક્ષ્ણ. ચાંચની ફાટ છેક આંખ નીચે આવે છે.

કદ : ૨૧ થી ૨૩ ઈંચ. પુંછડી ૩ટ્ટ. ચાંચ લગભગ ૩ ઈંચ.

વસતિ : અખિલ હિંદ; એશિઆ, યુરોપ અને આફ્રીકાના ઘણા ભાગ.

ઉત્તર હિંદુસ્તાનમાં વાકૂના નામે ઓળખાતા આ બગલા હિંદમાં ઘણે ઠેકાણે તો ખૂબ વ્યાપક છે. દિવસે તો તેઓ ઝાડની ઘટામાં અને મુખ્યત્વે પાણી પાસે વનરાજી હોય તેમા ઉંઘે છે, પણ સૂર્યાસ્ત થતાં બહાર નીકળી પડે છે. સૂર્યાસ્ત પછી ઝાંખા અજવાળામાં ચારો ચરવા જતા વાકૂને ઓળખવા મુશ્કેલ તો છે, પરંતુ તેઓ વારંવાર 'વાકૂ, વાકૂ,' એવો અવાજ કરતા હોવાથી તરત ધ્યાન ખેંચે છે. તેમના આવા અવાજ ઉપરથી જ ઉત્તર હિંદુસ્તાનમાં તેમનું નામ 'વાકૂ' પડયું છે. દિવસ આખો ટોળે વળીને ઉંઘ અને સૂર્યાસ્ત થતાં એક પાછી એક બધા નીકળી પડે, અંજનની જેમ ડોક સંકોચી લઇ, પગ પાછળ લાંબા કરી ઝડપથી પાંખો વીંઝતાં વીખેરાઈ જાય. આખી રાત નદી, તળાવ, ખાબોચિયાં વગેરેમાં ચારો ચરે. દેડકાં, માછલી, કરચલાં અને અન્ય જીવડાં તેમનો ખોરાક. સૂર્યોદય વખતે પાછા ઝાડની ઘટામાં ભરાઈ બેસે. એટલે આ રાતબગલા પણ ક્રોંચની જેમ ભાગ્યે જ નજરે પડે છે.

ગર્ભાધાન : મે થી સપ્ટેમ્બર. ઊંચા ઝાડની ઘટામાં માળો બાંધી ૩ થી ૪ ઝાંખાં દરિયાઈ રંગનાં ઈંડાં મૂકે છે.

અંજનની જેમ માળા બાંધવામાં અને વિશ્રાન્તિમાં તે સમૂહચર પક્ષી છે. માળા બાંધવા માટે તે તાડ અને આંબલીનાં ઝાડ વધુ પસંદ કરે, પણ ઘટાવાળાં હરકોઈ ઝાડ ચાલે. ક્રૌંચ જ્યારે ખીડમાં વસનાર પક્ષી છે ત્યારે રાતબગલા ખુલ્લામાં વસનાર અને ઊંચાં ઝાડોમાં વિશ્રાન્તિ લેનાર પક્ષી છે અને આકૃતિમાં જ્યારે તે ક્રૌંચને મળતા આવે છે ત્યારે બીજી રીતે તેની ટેવો અંજન જેવી છે. પણ અંજન નિશાચર નથી.

ગુજરાતનાં નિશાચર બગલાંનો પરિચય પૂરો થયો. ચકલી, કબુતર, કાગડા વગેરે પક્ષીઓ જેમ સર્વ સ્થળે સરખી રીતે વ્યાપક છે તેમ ક્રૌંચ અને રાતબગલા વ્યાપક નથી. જે ક્રૌંચ અને રાતબગલા ગુજરાતમાં છે તે કાઠિયાવાડમાં કેટલે ઠેકાણે છે તે કહેવું મુશ્કેલ છે. ગુજરાતમાં પણ તેઓ સર્વ સ્થળે વ્યાપક નથી. પરંતુ તેમનાં અનુકૂળ સ્થળો તપાસી કાઢવાં જોઈએ. વળી એ નિશાચર રહ્યા, એટલે નિરીક્ષણ માટે પણ ઓછી તક મળે. કદાચ કોઈ ક્રૌંચ જેવાં પક્ષી નજરે પડે તોપણ જ્યાંસુધી તેમનો શિકાર કરી હાથમાં લઈ જોવાની તક ન મળે ત્યાંસુધી તેમને ઓળખવાની ઓછી વકી રહે છે. પણ ક્રૌંચ અને રાતબગલાને કેવા સ્થળે જોવાની અપેક્ષા રાખવી તે જાણવા માટે ઉપરનું વર્ણન માર્ગદર્શક બનશે. સંભવ છે કે અનેક ગાઉના ઉજ્જડ વિસ્તારમાં પણ તેમને અનુકૂળ જગ્યા હોય તો ત્યાં ક્રૌંચ અને રાતબગલા અવશ્ય મળી આવે. સરજનહારે જેમ સ્થળ, જલ અને હવાની જુદી જુદી સૃષ્ટિ રચી છે તેમ દિવસ અને રાત માટે પણ જુદી સૃષ્ટિ રચી છે અને રાતને નિદ્રાના સમય તરીકે જ ઓળખનાર માનવીને ખબર નથી કે એ અંધારપટમાં પણ સૃષ્ટિ દિવસ જેટલી જ સજીવન અને પ્રવૃત્તિમય છે. અનેક જાતના જીવોથી ઉભરાઈ જતી એ રાતની સૃષ્ટિમાં પક્ષીઓ પણ ઘણાં છે અને તેમાં વાક્ અને ક્રૌંચ જેવાં સુંદર પક્ષીઓ રચીને સરજનહારે તેમના રૂપ ઉપર અંધારપછેડો નાખીને માણસને તેમના રૂપદર્શનથી વંચિત રાખ્યા લાગે છે.

## ૫. કાંકણ અને ચમચા

**પાણી** ખૂંદનારાં પક્ષીઓના વર્ગમાંથી એક વધુ કુટુમ્બનો પરિચય કરીએ. ગુજરાતમાં આપણે 'બગલાં'ના સામાન્ય નામે ઓળખીએ છીએ તે તમામ પક્ષીઓ શાસ્ત્રીય વર્ગીકરણમાં એક બીજાથી કેટલાં અળગાં છે તેનો ખ્યાલ રાખવાની જરૂર છે. શરીરના સામાન્ય આકારમાં સામ્યતા હોવા છતાં તેમની શરીર-રચનાનું નિરીક્ષણ કરો તો તેઓ વચ્ચે શી ભિન્નતા

છે તેનો ખ્યાલ આવશે. બગલગ, ઢંગડા, અંજન, ખોખડ અને ઢાંચનાં કદ, આકાર, ચાંચ, પગ, પીછાંની રચના, વગેરેમાં કેટલો તફાવત છે! તેઓ બધાં પાણી ખુંદનારાં પક્ષી હોવા છતાં તેઓની ઢબ કેટલી જુદી છે! ચમચા તો હજી બગલા જેવા લાગે, પણ કાંકણ તો બગલાના સમૂહમાં જુદી જ ભાત પાડે છે. બીજા બગલાથી ચમચા અને કાંકણની ચારો ચરવાની રીત સાવ જુદી. બીજા બગલાની સરખામણીમાં તેમના પગ ટુંકા અને ડોક પણ ટુંકી. ચાંચમાં પણ કેટલો ફરક! કાંકણની ચાંચ દાતરડા જેવી વજેલી. અને ચમચાની ચાંચ તો અજબ છે! ચમચો નામ તે કંઈ અકારણ પડયું હશે? તેની ચાંચ સીધી પણ છેડેથી ચપટી અને અને ચમચા (તવેતા) ઘાટની. જે ચમચાને ન ઓળખતો હોય તેને પણ તેની ચાંચ જોઈને કુતૂહલ થાય.

ઉડવામાં આ કુલનાં પક્ષીઓને વધારે વેગથી પાંખો વીંઝવી પડે છે, પણ થોડી થોડી વારે તેઓ પાંખો વીંઝવી બંધ રાખી પહોળી પાંખો રાખી હવામાં તરતાં જાય છે.

## કુલ TANTALIDAE

આ કુલનાં ૭ પક્ષી આપણે ત્યાં છે. તેઓની ચાંચ અંજન જેટલી અણીદાર નથી. બીજાં બગલાંથી તેઓની ખોરાક મેળવવાની રીત પણ જુદી છે. અમુક પક્ષીઓ પાણીમાં ચાંચ આમ તેમ ચલાવ્યા કરે છે અને શિકાર હડફેટમાં આવતાંજ પકડી લે છે. કાળી કાંકણ ખેતરો અને વગડામાં જીવડાં વીણે છે. તેઓ બધાં સમૂહગામી પક્ષી છે. આમ તેઓની વિવિધતાને લીધે આ કુલના ચાર ભાગ કે ઉપકુલ પડયાં છે.

(1) Tantalinae, (2) Plataleinae, (3) Anastomatinae, અને (4) Ibisinae.

કાંકણ અને ચમચા છીછરૂં અને કાદવવાળું પાણી પસંદ કરે છે. તેઓ પોતાની એક બાજુથી બીજી બાજુ અર્ધ ચંદ્રાકારમાં ચાંચ હલાવીને પાણી ડોળી નાખે છે. અને જીવડાં નીકળે તેમને પકડી લે છે. સ્વભાવે તેઓ સમૂહચર છે પણ ચમચા અને શ્વેત કાંકણ એકલવાયાં પણ દેખાશે. શ્વેત કાંકણ અને ચમચા ઘણીવાર ભેગાં ફરે છે.

### ઉપકુલ ૧. *Tantalinae*

આમાં એકજ ગોત્ર Tantalus છે અને તેમાં એકજ બગલું છે: The Painted Stork અથવા The Pelican Ibis શાસ્ત્રીય નામ Ibis leucocephalus. ઉત્તર ગૂજરાતમાં એ 'ઘાંકડાં' અને ઉત્તરહિંદમાં 'દોખ' નામે ઓળખાય છે.

વર્ણ: શ્વેત. પાંખની કીનાર અને ઉડા કાળા અને લીલી ઝાંઇ. પેટ ઉપર ઝાંખો કાળો આડો પટો. ખભા અને પાંખ ઉપર ગુલાબી ઝાંઇ.

ઉનાળામાં ગુલાબી અને પીળા રંગ તેજ બને છે. ચાંચ પીળી. આંખની આસપાસ અને માથે પીળી ખુલ્લી ચામડી. પગ ઝાંખા રાતા.

કદ: ૩।। ફુટ. પુચ્છડી ૭ ઈંચ. ચાંચ ૧૦ ઈંચ.

વસતિ: હિંદ, સીલોન અને બ્રહ્મદેશ.

કંગડાને મળતાં આવતાં આ પક્ષી તેમની વાંકી ચાંચને લઇને કંગડાથી જુદાં પડે છે. તેમના પગ પણ કંગડાના પગ જેટલા લાંબા નથી. તેથી જ તેને કાંકણના કુલમાં મુક્યાં છે. કાંકણની જેમ તેઓ અરધી ઉઘાડી ચાંચ પાણીમાં રાખીને ઘૂમે છે અને જે શિકાર હડફેટમાં આવે તેને પકડી લે છે. દિવસ તપે ત્યાં સુધી ચારો ચરી બપોરે ડોક સંકોચી લઇને પાણીમાં ઊભા રહી વિશ્રાન્તિ લે છે અને સાંજે પાછો પોતાનો વ્યવસાય શરૂ કરી દે છે. તેઓ દરિયા કાંઠો પસંદ નથી કરતાં, પણ લાંબા ખડવાળાં તળાવ અને નદી કાંઠા તેમનાં પ્રિય સ્થળો છે. આમ તો આખા હિંદમાં સામાન્ય પક્ષી હોવા છતાં તેમને કાઠીયાવાડી તો ન જ કહી શકાય.

**ગર્ભાધાન:** મે થી ઑગસ્ટ તેમની ગર્ભાધાનની ઋતુ. ત્યારે તેઓ મોટાં ટોળાંમાં ભેગાં થાય છે અને ઉંચાં ઝાડો ઉપર વસાહતો સ્થાપી મોટા માળા બાંધે છે અને ૩ થી ૪ ઝાંખાં, સફેદ ઇંડાં મૂકે છે.

### ઉપકુલ ૨. Plataleinae

આમાં પણ એકજ ગોત્ર Platalea અને એકજ પક્ષી છે: **ચમચો.** The Spoon-Bill. શાસ્ત્રીય નામ Platalea leucorodia.

**વર્ણ:** સર્વાંગ સુંદર સફેદ, માત્ર છાતી ઉપર ઝાંખો પીળો ડાઘ. ગર્ભાધાન ઋતુમાં માથે ઝુલતી કલગી, આંખ રાતી. ચાંચ કાળી, પણ છેડે પીળાશ પર. પગ કાળા. આંખ અને ચાંચ વચ્ચે પીળી ચામડી.

કદ: ૩૧ થી ૩૬. ચાંચ ૭ થી ૮. પુચ્છડી ૬½ ઇચ.

ચાંચ લાંબી, પહોળી અને છેડેથી ચપટી અને ચમચા (તવેતા) આકારની, તેથી તેઓનું નામ ચમચો પડ્યું છે. ઉત્તરહિંદમાં પણ તેઓને 'ચામચબઝા' કહે છે. ચમચાની ચાંચ એકવાર જુઓ એટલે કદી ભુલો નહિ. પગનાં આંગળાંની કીનારી ઉપર ચામડી પથરાયેલી હોય છે અને આંગળાં મૂળમાં ચામડીથી જોડાયેલાં હોય છે એટલે તેઓ કાદવ ઉપર સહેલાઈથી ચાલી શકે છે.

ચમચા બીજી રીતે પણ કંગડાને મળતા આવે છે. કંગડાની જેમ ચમચાને પણ કંઠમાં સ્વરોત્પાદક સ્નાયુઓનો વિકાસ થયેલો નથી એટલે તેઓ મુંગા છે. ગળામાંથી ક્ષીણ અવાજ કોઈ વાર કાઢી શકે છે.

ચમચા બંજન, કોંચ અને વાકની જેમ ડોક છાતીમાં સંકોચી લઇને નથી ઉડતા, પણ કંગડાની જેમ ડોક આગળ લંબાવીને ઉડે છે. તેમ પગ પણ બધાં બગલાંની જેમ પાછળ લંબાવે છે.



ચમચો [કુમારના સૌજન્યથી]

ચમચા નદી, તળાવ, કાદવવાળા પાણીના પટ અને ખાડી-કાંઠાનાં પક્ષી છે. શ્વેત કાંકણુ અને ચમચાના બાહ્ય દેખાવ વચ્ચે બહુ સામ્ય નથી પરંતુ તેઓ એક કુટુમ્બનાં હોવાથી ઘણીવાર સાથે ફરે છે. ભાદરના મુખમાં નૌકાવિહાર કરતાં ભાગ્યેજ કોઇવાર મેં તેમને સાથે નહિ જોયાં હોય. હોડી પસાર થાય ત્યાં સુધી પોતાનો વ્યવસાય છોડીને અમને ગંભીરતાથી જોયા કરે અને હોડી નીકળી જાય એટલે ઉઘાડી ચાંચથી પાણી ડોળવાનું કામ શરૂ કરી દે. સૂર્યાસ્ત પછી અમે પાછા ફરીયે ત્યારે પણ તેમનો વ્યવસાય તો ચાલુ જ હોય. તેમને અંધારૂં પણ ન નડે.

ચમચાની વસતિ બહુ પાંખી છે. તેઓ સમૂહચર કહેવાય છે, પણ મેં તો એકલદોકલ પક્ષીજ જોયાં છે અને તે પણ શ્વેત કાંકણુની સંગાથે. તેઓ બેગાં મળી કાદવવાળા પાણીનો પટ વ્યવસ્થિત રીતે, અરધી ઉઘાડી ચાંચ અર્ધ ચંદ્રાકારે ચલાવી ડોળી નાખે. થાકે ત્યારે વિશ્રાન્તિ લે અને પાછો પોતાનો વ્યવસાય શરૂ કરે. પાણી ડોળવાની તેમની ટેવને લીધે તેઓ છેટેથી ઓળખાઇ જાય. કાંકણુ પણ એવી જ રીતે ખોરાક મેળવે છે. પણ તેઓ વાંકી ચાંચ, ટુંકા પગ અને પુંછડી ઉપરના પીછાંના ગુચ્છાથી ઓળખાઈ આવે છે.

વસતિ : અખિલ હિંદ. કાઠિયાવાડમાં ખાડીઓના કાદવવાળા જલવિસ્તારમાં જરૂર મળશે.

ગર્ભાધાન : ઓગસ્ટથી નવેમ્બર. બીજાં બગલાંથી તેમની વસાહતો જુદી પણ પાસે જ હોય છે. ઉંચા ઝાડ ઉપર સમુહમાં મોટા માળા બાંધી ૪ થી ૫ ઝાંખાં, સફેદ ઈંડાં મૂકે છે. દર વરસે નવો માળો ન બંધાતાં, એનો એ માળો દુરસ્ત કરી લે છે. ........ [ક્રમશઃ]

# વનસ્પતિની શોધમાં

૩ બરડો ડુંગર (તાબે જામનગર)

વલ્લભરામ વૈદ્ય : હર્ષવંતરાય ધોળકિયા

(પ્ર. પુ. ૧ અં. ૪ ના ૨૨૭ પૃષ્ઠથી અનુસંધાન)

૨.

શ્રી. જયકૃષ્ણભાઈએ પોતાના વનસ્પતિશાસ્ત્રમાં બરડાની ૬૧૧ જાતિઓ નોંધી છે. અમારા પાસે પાંચ સાત ઓળખ્યા વિનાની ચીજો છે તેમાંથી કોઈ એવી જાતિ પણ નીકળે કે જે તેમના ગ્રંથમાં ન હોય. એટલે બરડામાં અમે જોયેલી તમામ વનસ્પતિઓની વિસ્તૃત નોંધ તો બીજે અવસરે બહાર પાડશું. હાલ તો યાત્રામાં સ્થળે સ્થળે જોએલી જે વનસ્પતિઓનો આ લેખમાં ઉલ્લેખ કરેલો છે, તેમનાં શાસ્ત્રીય નામ આપી આ લેખ સમાપ્ત કરીશું.

1. Vernonia anthelmintica. Willd કાળીજીરી
2. Cardiospermum helicacabum L. કાગડોળિયો
3. Impatiens balsamina. L. ગલમેંદી
4. Enicostema littorale. Blume. મામેજવો
5. Corchorus capsularis L. ઈંછ
6. Tephrosia perpurea. Pers. શરપંખો
7. Premna herbecea. Roxb. ધીતી
8. Eclipta alba. Hassk. ભાંગરો
9. Mimusops hexandra. Roxb. રાયણ
10. Morinda tinctoria., Var. Tomentosa. Roxb. આલ
11. Holoptelea integrifolia Planch. કણઝો
12. Wrightia tinctoria. Br. દૂધલો
13. Holarrhina antidysentrica. Wall. કરીખડો-કડો
14. Wrightia tomentosa. Roem. રેંભળો દૂધલો
15. Argyreia speciosa, Sweat. સમુદ્રશોષ
16. Vitis carnosa. Wall. ખાટ-ખટુંબો
17. " latifolia જંગલી દ્રાક્ષ
18. Mucuna pruriens. DC. કૌચ બીજ
19. Hemidesmus indicus. R.Br. સારિવા
20. Rungia repens. Nees. ખડ-શેલિયો
21. " parviflora. Nees. મોટા ખડશેલિયો
22. Ipomea turpethum. Br. નસોતર
23. Ficus retusa. L. પ્રાગવડ

24. Thespesia populnea. Corr. પારસપીપળો
25. Ficus religiosa. L. પીપળો
26. „ arnottiana? Miq. ડુંગરાઉ પીપળો
27. Zanthoxylum alatum. Roxb. તેજબલ
28. Bombax malbaricum. DC. શેમળો
29. Terminalia balerica, Roxb. બહેડાં
30. Balanitus roxburghii. Planch. હિંગોરિયાં
31. Helictorus isoral. L. મરડાશીંગી
32. Bryonia laciniosa. L. શિવલિંગી
33. Desmodium gangeticum. DC. શાલિપર્ણી
34. Ehretia laevis. વડવારડી
35. Cissam-pelos pareira. L. કરંટિયું
36. Cycloa palteta. કાળીપાટ
37. Carissa carandas. L. કરમદાં
38. Phyllanthus emblica. L. આંબળાં
39. Asparagas racemosus. Willd. શતાવરી
40. Aerua lanata. Juse. ગોરખગાંજો
41. Schrebera swietenioides. Roxb. મરખો
42. Soymida febrifuga. Juse. રોહ્યુ
43. Curculigo orchioides. Gaertn કાળી મુસળી
44. Urginea indica. Kunth. પાણ કંદો
45. Vogelia indica, પવઇ (ખારી ખાખરી)
46. Polyalthia longifolia. Benth. આસોપાલવ
47. Bauhinia racemosa. Lam. આપ્ટો-કાંચનાર
48. Martynia diandra. Glox. વીછીડા-કાકનાસા
49. Gmelina arborea. L. શીવણ-કાશ્મરી
50. Dichrostachys cinerea. W. & A. મોરટુંડિયું-મઢીન
51. Cassia fistula. L.-ગરમાળો
52. Odina Wodier. Roxb. મવેડી
53. Gardenia lucida. Roxb. ડીકામારી-માલણ
54. Erythrina suberosa. Roxb. જંગરિયો ખાખરો
55. Briedelia retusa. Spreng. એકલકંટો
56. Sterculia urens. Roxb. કડાયો
57. Balsamodendron mukul. Hook. ગુગળ
58. Hymenodictyon excelsum. Wall. બગ્મર છાલ
59. Adina cordifolia. Hook. હલદરવો
60. Stephegyne parvifolia. Korth. કદંબ
61. Woodfordia floribunda. Salisb. ધાવડી
62. Dregia volubilis. Benth. મોટી ડોડી-જીવંતી
63. Nymphaea lotus. L. રક્ત કમલ
64. „ stellata. Willd. નીલ કમલ

# પ્રાંતિજની ખારી નદી અને તેનો કોયડો

અમૃતલાલ વ. પંડ્યા

૧

## ખારી નદીનો પ્રવાસ

### ૧. સાબરમતીની કોતરો.

ગુજરાતમાં આદિ માનવ અને તેની સંસ્કૃતિના અવશેષો સંબંધી શોધ-ખોળ ચલાવવા હિંદી સરકારના પુરાન્વેષણ ખાતા તરફથી એક મંડળ સને ૧૯૪૧–૪૨ના શિયાળામાં આવ્યું હતું. તેના આગમન પહેલાં, કાર્યની સરળતા સારૂ, ચાલુ ભૌગોલિક તથા ઈતર પરિસ્થિતિઓની પૂર્વ માહિતી મેળવી લેવાના હેતુથી મંડળના પ્રમુખે મને ઉત્તર ગુજરાતના કેટલાક વિસ્તારોની ઉડતી તપાસ કરવા માટે મોકલ્યો હતો. એ દરમ્યાન મારે સાબરમતીના ખીણ-પ્રદેશમાં પણ જવાનું થયું હતું, બીજાપુરથી પાંચ માઈલ દક્ષિણ–પૂર્વે સાબર અને હાથમતીના સંગમતીર્થે ખડાયતા વણિકોના આદિધામ લેખાતા મહુડી–કોટયર્ક[1] આગળ મેં મારૂં ઉપરોક્ત કાર્ય પુરૂં કર્યું અને અમદાવાદ પાછા ફરવા માટે કોટયર્કથી ૭ માઈલ દક્ષિણ–પૂર્વે આવેલ પ્રાંતિજથી સાંજે સવાપાંચે ઉપડતી ગાડી પકડવા મેં એ દિશામાં કદમ માંડ્યા. સાબરમતીનો છીછરો પ્રવાહ ઓળંગ્યો, પણ નદીપાર આવતાં પ્રાંતિજ તાલુકાની સીમમાં નીચી ઝાડીઓના ઘેરા વનમાં અટવાઈ પડ્યો.[2] માનવી તો શું પણ પ્રાણી સુદ્ધાં નજરે ન પડે! પ્રાંતિજ પહોંચવું તો કોરે રહ્યું, પણ આ ભૂલભૂલામણી-માંથી શી રીતે ઉગરવું તે પ્રશ્ન હવે ઉપસ્થિત થયો. બહુવાર રખડ્યો ત્યારે સંગપુર[3]થી પ્રાંતિજ જતા એ માણસનો ભેટો થયો. એમની સાથે અધીક

---

૧ હોટિ+અર્ક=કરોડ સૂર્યો (નું તીર્થ). પદ્મપુરાણ, આદિ ખંડમાં એ તીર્થનું માહાત્મ્ય આપેલું છે. ઉત્તર ગુજરાતમાં ઇતિહાસકાળની જૂનામાં જૂની વસ્તુઓ અહીં મળી આવી છે, જે એની પ્રાચીનતા ચોથા–પાચમા સૈકા જેટલી સિદ્ધ કરે છે. આ સ્થળે સૂર્યમંદિર છે. ખડાયતા વણિકો આને પોતાનું ઉત્પત્તિ તીર્થ માને છે. સાબરમતીની નિસર્ગ શોભા અને તેની કોતરોની વિકરાળતા અહીં જોવા જેવાં છે.

૨. કોટયર્ક માહાત્મ્યમાં આનું નામ 'આભેરકવન' મળે છે. સાબરમતીની પૂર્વે એ વન અને પશ્ચિમે ધર્મારણ્ય વન પ્રસરેલાં હતા

૩ સંગપર તે પ્રાચીન સંગમપુર: સાબર અને હાથમતીનો જ્યાં સંગમ થાય છે ત્યાં એ પ્રાચીન સ્થળ આવેલું છે.

ફર્લાંગ ચાલ્યા પછી ફરી નદીને કાંઠે આવ્યો. સાબરમતીનો એ ડાબો કાંઠો હતો. સોથી બસો ફુટ ઊંચી નદીની વિકરાળ કોતરોની વચ્ચેથી અમારી કેડી જતી હતી. શી આ કોતરોની વિશાળતા અને ભવ્યતા! આ કોતરો ન હોત તો સાબરમતી કદી સાબરમતી જ ન કહેવાઇ હોત! એની કોતરો એ તો આનર્ત્ત દેશની આ શુભ્રસલિલા સરિતાની વિશિષ્ટતા છે, જે બે અઢીહજાર વર્ષ પૂર્વેથી જ ભારતીય પ્રજાનું ધ્યાન ખેંચતી આવી છે. એ નદી, ગુજરાતનું ઉત્તર દ્વાર સંરક્ષતી માતા અંબાભવાની[૪]ના નિવાસ પ્રદેશમાંથી પ્રગટ થઇ કોટયર્ક તીર્થ સુધી સાબર કહેવાય છે અને કોટયર્ક સમીપ સંગપુર (પ્રાચીન સંગમપુર) આગળ હાથમતી (પ્રાચીન નામ હસ્તિમતી[૫]) સાથે સંગમ સાધે છે અને ત્યાર પછી એ સાબરમતી કહેવાતી થાય છે. મધ્યકાળના સાહિત્યમાં એનું નામ સાભ્રમતી મળે છે.[૬] ઇસ્વીસનના પ્રારંભિક સૈકાઓમાં રચાયલાં પુરાણાદિમાં એ શ્વભ્રમતી કહેવાઈ છે. એ નામ સાભ્રમતીનું પૂર્વ તેમજ મૂળ રૂપ જણાય છે, શ્વભ્ર એટલે કોતર અને શ્વભ્રમતી એટલે કોતરવાળી નદી આ પ્રમાણે એની સુપ્રસિદ્ધ કોતરોને લઇ એને એ નામ મળ્યું લાગે છે. ઈ. ૧૫૦ના ક્ષત્રપ રુદ્રદામનના જૂનાગઢના ખડકલેખમાં પહેલવહેલું સાબરમતીના તટપ્રદેશ માટે 'શ્વભ્ર' નામ વપરાયું છે. એવું પ્રાચીન ને વિશેષ માહાત્મ્ય ધરાવનારી તે આ સંગમશોભના સાબરમતીની રંગબેરંગી ઊંડી કોતરોના શીતલછાંયડે પ્રવાસ કરતા અમે એક આંધા[૭]ના માર્ગે વાઘપરની ૨૦૦ ફુટ ઊંચી કોતર ચડી સપાટીના પ્રદેશ[૮] પર આવ્યા ને ભારે

૪ 'જય જય ગરવી ગુજરાત' કાવ્ય, નર્મદકૃત.

૫ 'ખેટકવન' (જુઓ ફુટનોટ ૨)માં પ્રાચીનકાળમાં હાથીઓ વિચરતા હોવાથી તેની વચ્ચે થઈ વહેનારી આ મુખ્ય નદીનું નામ 'હસ્તિમતી' પડેલું હોય એમ લાગે છે. ૧૭મા સૈકા સુધી ગુજરાતનાં કેટલાંય વનોમાં હાથીઓ હતા. પંચમહાલનાં વનમાં જહાંગીર અને અવરંગઝેબ હાથીના શિકાર માટે આવવા હોવાની નોંધો મળે છે.

૬. હેમચંદ્રાચાર્ય એનું નામ 'સાભ્રમતી' લખે છે. વળી એનો પૌરાણિક ઇતિહાસ વર્ણવતું 'સાભ્રમતી માહાત્મ્ય' પણ મળે છે.

૭ વરસાદના પાણીથી જમીન કપાઇને જે ઊંડા ખાડા પડી તેમનું પાણી નદીઓ તરફ જાય છે તે ખાડા ઉત્તર ગુજરાતમાં 'આંધાં' ( Gully. વાંધાં–તરંગી )કહેવાય છે.

૮ ઉત્તર ગુજરાતની નદીઓ તેના અત્યંત નરમ ભૂપૃષ્ઠને લઈ સપાટીથી ઘણા ઊંડાણમાં નીચે વહેતી હોય છે. સાબર સૌથી ઊંડી વહે છે: ક્યાંક સપાટીથી ૨૦૦ ફુટના ઊંડાણમાં. એના પછીનો ઉત્તરોત્તર ક્રમ આ પ્રમાણે છે: હાથમતી વધુમાં વધુ ૧૦૦', ભોખ ૨૦', ખારી ૨૦', મેશ્વો ૮૦', વાત્રક ૧૫૦', ઢાઢર ૬૦', વિશ્વામિત્રી અને દેવ ૩૦' અને નર્મદા ૧૩૦' ફુટ. મહી સંબંધી ચોક્કસ માહિતી મળતી નથી.

હવે સંગમશોભના સાબરમતીનો સંગાથ છોડ્યો.

વાઘપુરની ગામડી હોટલમાં ચાપાણી કરી અમે આગળ વધ્યા. પ્રદેશ સપાટ હતો. લીલાં લીલાં ખેતરો મનને આલ્હાદ ઉપજાવતાં હતાં. આ રસ્તે દોઢમાઈલ ચાલતાં કોટ–સાદુલીઆ તરફથી પ્રાંતિજ જતો રસ્તો અમારા રસ્તાને આવી મળ્યો ને આ સાથે જ ભૂપૃષ્ઠ પલટાઈ ગયું. લીલાં ખેતરો અદૃશ્ય થયાં ને કોઈ અજાણી રીતે ગોરાટના ટેકરાઓ (જૂઓ પરિશિષ્ટ) અમારા રસ્તે આવીને હાજર થયા. ભરચક પણ ન્હાની વૃક્ષાવલિથી આચ્છાદિત આ ટીંબાઓની વચ્ચે સર્પાકારે અમારો રસ્તો આગળ જવા લાગ્યો. ઉત્તર ગુજરાતના દશેકહજાર વર્ષ જેટલા પાછળ રહી ગયેલા એક પ્રાગૈતિહાસિક કાળમાં આ ગોરાટના ટીંબાઓ માનવ વસવાટની દૃષ્ટિએ મહત્ત્વપૂર્ણ ભાગ ભજવી ગયા છે આ એમના વિષે એક રસપ્રદ બીના છે. આ વિષે હાલ એથી વધુ મારાથી અમુક જવાબદારીને લઇ કહી શકાય તેમ નથી. સંધ્યાનાં સોનેરી સૂર્યકિરણો, પૃથ્વી પર વેરાવા લાગ્યાં ને તે સાથે જ અમારો કેડી માર્ગ ટીંબાઓના ઘેરામાંથી મુક્ત થયો અને સામે માઇલ દોઢમાઇલને છેટે પ્રાંતિજ કળાવા લાગ્યું.

## ૨ ઑાખ.

આગળ જતાં પ્રાંતિજના પાદરે એક વિશાળ સરોવર દેખાયું: પ્રથમ તો એમાં નવાઇ પામવા જેવું કશું લાગ્યું નહીં, કારણ ઉત્તર ગુજરાનમાં ગામડે ગામડે સરોવરો નજરે પડે છે એટલે પ્રાંતિજ જેવા નગરને પણ હોય તેમાં નવાઈ જ શી? પરંતુ પ્રાંતિજની વધારે નજીક આવ્યા ત્યાં તો એ વિશાળ તળાવ અમારી સમાનાંતરે લંબાકાર પ્રસરેલું દેખાયું, એટલે તેણે મારૂં વિશેષ ધ્યાન ખેચ્યું. કારણ ગામોનાં તળાવો ગોળાકાર જ મેં ભાળ્યાં હતાં, લંબા-

આ લેખ સાથેના નકશામાં નદીઓના પટની; તેની સપાટીથી ઠેકઠેકાણે ઊંડાઇ દર્શાવેલી છે. આ ઊંડાઇ એક જ વિસ્તારમાં ઘણી ઘટી વધી ગયેલી જણાય છે. આ ઉપરથી એમ સમજી લેવાનું નથી કે ઉપરની સપાટી (ભૂપૃષ્ઠ) સમાન છે ને નદીનો પટ ઊંચો નીચો થઈ ગયેલો છે. વસ્તુત: એમ બની શકે તેમ નથી. ઊંડાઈની આ વધઘટનું કારણ એ છે કે સપાટી નદીના કાંઠાની પાસે સરખી હોતી નથી. વરસાદમાં પાણીના વેગથી તે પણ ઘસાયા કરે છે. જે જગાએ તેનો વધુ ભાગ ઘસાઇ ગયેલો (આ ક્રિયા Denudation કહેવાય છે) હોય ત્યાં આગળ નદીનો પટ અપેક્ષાકૃત ઓછી ઊંડાઇએ હોય છે અને જે સ્થળે ભૂપૃષ્ઠ વરસાદના વેગથી ઓછો ઘસાયલો હોય ત્યાં પટની ઊંડાઇ વિશેષ હોય છે. નદીના કાંઠાથી દૂર ભૂપૃષ્ઠની સપાટી લગભગ સરખી હોય છે. વીનપુર આગળ ભૂપૃષ્ઠ દરિયાની સપાટીથી લગભગ ૪૫૦ ફુટ જેટલું ઊંચું છે.

કાર તળાવ તો આ પહેલું જ નજરે પડ્યું. એટલે સંગપરથી આવતા મારા સથવારા પ્રાંતિજના મોદીઓને મેં પૂછ્યું "મોદી, તમારા ગામનું આવું તળાવ તે કયા રાજાએ બંધાવ્યું છે?" "રાજાઆજાએ તો કોઈએ બંધાવ્યું નથી. એ તો જૂના વખતની નદી છે, જે કકડે કકડા થઈ ગઈ છે, તેમાંનો એક મોટો કકડો તે જ આ દેખાય છે તેઃ પ્રાંતિજનું તળાવ" એક મોદીએ ઉત્તર આપ્યો ને વધુમાં એ નદીનું નામ 'ખોખ' બતાવ્યું. સર્વે ઑફ ઇન્ડિયાની "India and Adjacent Countries Series"ના નકશા (૧ માઈલ=૧ ઇંચ) નં. ૪૬A૧૫ ને ૧૬માં સાબરમતી અને હાથમતીનાં સંગમ આગળથી અસ્પષ્ટ રીતે પ્રગટ થતી અને એ બંને નદીઓ કરતાં ય વધુ પહોળો પટ ધરાવતી 'ખોખ' નામની એક નદી દર્શાવેલી છે ખરી, એટલે મોદીઓની વાત મને સાચી જણાઈ. નકશામાં ખોખ પ્રાંતિજની પડખેથી પસાર થાય છે અને બાર માઇલના પ્રવાહ પછી મુખાસણા ગામ આગળ ખારી નદીને જઇ મળે છે. ખોખના એક અવશેષરૂપ આ સરોવરને બાજુએ રાખી અમે પ્રાંતિજની સામે આવી પહોંચ્યા એટલે ખોખનદીનો કાંઠો સ્પષ્ટ દેખાયો. એના પટમાં પ્રાંતિજની સામે જ એક બીજું સરોવર પ્રસરેલું દેખાયું. આઘે આઘે ત્રીજું સરોવર પણ નજરે પડવા લાગ્યું. આમ આ નદી કકડેકકડા થઇ સરોવરોની લાબી હારમાળાના રૂપમાં પલટાઈ ગઇ છે, એ મોદીની વાત પણ ખરી ઠરી. ખોખના પટમાં બે સરોવરો વચ્ચેના પુરાયલા ભાગો ઊંચા અને પુષ્કળ લીલોતરીવાળા દેખાતા હતા. આવા જ એક પુરાણ પર થઈ અમે ખોખ ઉતર્યા અને પ્રાંતિજમાં પ્રવેશ્યા.

### ૩ પ્રાંતિજ

એ નગર પ્રાચીન કાળથી જ એના સાબુ માટે પ્રસિદ્ધ છે. સાબુ બનાવવાનો ખારો આસપાસ મળી રહે છે, કારણ એ પ્રદેશ ગોરાટનો છે ને એ માટીમાં એ પદાર્થ પુષ્કળ પ્રમાણમાં રહેલો છે. હિંદી સરકારના ભૂસ્તર ખાતા તરફથી પ્રાંતિજના આ ખારા સંબંધી શોધખોળ ચાલી છે.[૯] લોકભાષામાં એ ગામ 'પરાંતીજ' કહેવાય છે.

પ્રાંતિજમાં પેસતાં જ મને રાત પડી ગઈ. એક પછી એક સંબાથીઓ પણ છૂટા પડી ગયા અને હવે હું એકલો જ પૂછતો પૂછતો સ્ટેશનના રસ્તે

---

9 "Soda Deposits and Manufacture of Caustic Soda and Crude Soap at Parantij, Ahmedabad Dist." Rec. Geolog. Surv. India Vol. LXVIII, pt. 2, 1934–35.

પડ્યો. નવેક વાગે સ્ટેશન પાસેની ધર્મશાળામાં પહોંચ્યો. રાત રહેવાનાં સાધનો લઈને હું નીકળ્યો ન્હોતો એટલે ધર્મશાળાની અંધારી ઓસરીમાં એક ખૂણે બીછાના દીવા અને પાણી વગર પસાર કરેલી ભરશીયાળાની આ પ્રાંતિજની રાત કદાચ જીવનમાં કદી ભુલાશે નહીં, પણ તેનું આશ્વાસન આજે ખાખનું પ્રથમ દર્શન હતું. તેણે મારી મુસીબતનો બદલો વાળી આપ્યો હતો.

૪ ખાખનો કોયડો.

ખાખ નદીને જોયા પછી તેના કોયડાએ મારૂં ખૂબ ધ્યાન ખેચ્યું. કોઈ નદીના કકડે કકડા થઈ ગયાનો બનાવ મારી જાણમાં અગાઉ આવ્યો ન્હોતો. નદીઓ પટો બદલે છે, તેમના સંગમોમાં પરિવર્તનો થાય છે, મુખો પણ પલટાઈ જાય છે. નદીઓ સદંતર સુકાઈને અદશ્ય થઈ ગયાના દાખલા પણ હિંદના ઇતિહાસમાં બની ગયા છે. મોહેં જો ડેરો, હસ્તિનાપુર અને પાટલીપુત્ર જેવી મહાનગરીઓ તેમની નદીઓના પટ અને સંગમના પરિવર્તનોને લઈ વિનાશને ભેટી છે. સરસ્વતી સદંતર સુકાવાથી પંજાબ, રજપુતાનાના અને સિંધના કેટલાય ભાગો નિર્જન બની ગયા છે. યમુના મહાભારતના કાળ સુધી સરસ્વતીને મળતી, પણ હવે ગંગાને મળતી થઈ છે. એ બધું બન્યું છે પણ કોઈ નદીના કકડે કકડા થયાનો બનાવ ભારતીય ઇતિહાસને અજાણ્યો છે. પ્રાકૃતિક ભૂગોળ અનુસાર પણ એવા બનાવો વિરલ અને અપવાદ જેવા જ હોય છે. એમની શક્યતા ખરીઃ પણ ઘણે ભાગે એ બનતા નથી. ને જે પ્રાકૃતિક સંજોગોમાં એ શક્યતા સભવે છે તે સંજોગો ગુજરાતમાં કદી હોવાની સાક્ષીઓ મળી નથી. આમ ખાખનો કોયડો ભલભલા ભૂગોળ કે ભૂસ્તરવિદોને મૂંઝવે તેવો છે.

૫ ગુજરાતની પ્રાકૃતિક ભૂગોળના કોયડા.

આમે ગુજરાતને આંગણે કેટલાય પ્રાકૃતિક ભૂગોળ સંબધી કોયડાઓ અણઉકલ્યા પડયા છે, જે કોયડાઓ ઇતિહાસ સાથે પણ સંકળાયલા છે. એમની યાદી આ પ્રમાણે છેઃ—

(૧)—વૈદિક સરસ્વતીનો પ્રવાહ ગુજરાતને આંગણે સમુદ્રને મળતો હતો પણ એ પ્રવાહ સુકાઈ જવાથી, અને ત્યાર પછી ગુજરાતના ભૂમિ અને જળના સીમાડાઓમાં પ્રાકૃતિક કારણોસર પરિવર્તનો થયેલાં હોવાથી એ પ્રશ્ન ઉકેલ માગી રહ્યો છે.

(૨)—આધુનિક કચ્છનું રણ સમુદ્ર હતું તેનો કોયડો ઉકેલવાનો છે.

(૩)—કાઠિયાવાડ ગુજરાતથી છુટું હોઈ સ્વતંત્ર બેટ હતું તે સંબંધી સંશોધનની આવશ્યકતા છે.

(૪)—ગુજરાત કાઠિયાવાડ અને કચ્છના સાગર કાંઠાઓમાં સદાય ધીમાં ફેરફારો ચાલ્યા કરે છે. એ ફેરફારોની ઐતિહાસિક પરંપરા નક્કી કરવાની છે.

(૫)—પ્રસ્તુત લેખ જેના સાથે સંબંધ ધરાવે છે તે બૉખ નદીનો કોયડો આ યાદીમાં એક વધુ કોયડાનો ઉમેરો કરે છે.

૨

## બૉખ સંબંધી ઉપલબ્ધ સાહિત્ય

બૉખ સંબંધી તપાસતાં મને નીચે મુજબ સાહિત્ય મળી આવ્યું છેઃ

1. Gazetteer of Bombay Presidency, Vol. IV. Ahmedabad F. S. P. Lely, Dist. Compiler J. M. Campbell 1879માં પૃ. ૫૨. 'the Bokh: a natural hollow.'

2. The Geology of Baroda કર્તા Robert Bruce Foote, 1893ના પૃ. ૯૨, ૫૨ વિષય "The Bokh Valley."

બૉખ સંબંધી આ બે નોંધો જ મુખ્ય છે. આ ઉપરાંત મુંબઈના થોડાક ભૂગોળવિદોને પણ આ નદીના કોયડાએ મુંઝવ્યા હતા, એવી નોંધ બ્રુસ ફુટ આપે છે. પરંતુ આ ભૂગોળવિદોનાં લખાણો શામાં છે તે વિષે એણે કાંઈ જણાવ્યું નથી. તેમ મારા જોવામાં પણ હજુ સુધી ક્યાંય આ લખાણો આવ્યાં નથી.

ઉપરનાં બે પુસ્તકોમાં બૉખ વિષે જે કંઇ લખવામાં આવ્યું છે તેનું ભાષાંતર અહીં આપું છું.

### ૧ અમદાવાદ ગેઝીટીઅર, પૃ. ૫૨ "બૉખઃ એક કુદરતી ખાડો"

"બૉખ (બખોલ) એક પહોળું અને લાંબુ ઊંડાણ છે. એ સાબરમતી અને હાથમતીના સંગમ આગળથી શરૂ થઈ છેલ્લી નદીથી ૪થી ૮ માઈલ આવેલા પ્રાંતિજ (તાલુકા)માં થઇ દક્ષિણ દિશામાં જાય છે. એ સરોવરો અને બાલો (કાદવવાળો પ્રદેશ)ની એક હારમાળા છે. એની અંદર આવેલો પાણીનો મોટામાં મોટો જળભંડાર 'મોટી બૉખ' કહેવાય છે. આ મોટી બૉખનો વિસ્તાર ૧૫૬ એકર અને ઊંડાઇ ૩૦ ફુટ છે. એનાથી ઉતરતા કદની તે 'નાની બૉખ' છે, જે પ્રાંતિજ કસ્બાની સામે આવેલી છે. એનો વિસ્તાર ૩૫ એકર અને ઊંડાઈ ૪ ફુટ છે (કલેકટર મી. બોરાડેલે આપેલી માહિતી પ્રમાણે). મુધાસણા ગામ આગળ બૉખ ખારી નદીને જઈ મળે છે, પણ થોડેક વધુ દૂર સુધી બૉખના (વિશિષ્ટ) કાંઠા સ્પષ્ટ દેખાય છે. એક સ્થાનિક

લોકકથા પ્રમાણે, ખારી એ હાથમતીનો અસલનો પટ છે. કહેવાય છે કે સુલતાન અહમદશાહે (ઇ. ૧૪૧૧–૪૩) પોતાની નવી પાટનગરી (અમદાવાદ)ની નદી સાબરમતીના પ્રવાહને પુષ્કળ પાણીવાળું કરવા માટે હાથમતીના આડે એક બંધ બંધાવી તેના પ્રવાહને સાબરમતીમાં વાળી દીધો હતો.

"ઐતિહાસિક નોંધો આ લોકકથાને ટેકો આપતી નથી. ખારીના કાંઠા નદીના જેવા હોવાથી આ નદી સંબંધી લોકકથા કોઇપણ પ્રકારના પાયા વગર રચાઇ ગઇ લાગે છે. ખરૂં જોતાં આની રચનાનો ઉકેલ ઘણો જ મુશ્કેલ જણાય છે. પ્રાંતિજ આને પૂર્વકાંઠે વસેલું છે ને પ્રાચીનકાળમાં અહીં આગળ કોઇ વહેણ હોયા વગર આ નગર વસી ગયું હોય એ જણાતું નથી. હાલ ચોમાસામાં ખારી ખારીનદીમાં પુષ્કળ પાણી કાલવે છે, પણ ઉનાળો બેસતાં પહેલાં જ એનો પ્રવાહ સુકાઇ જાય છે."

૨. રોબર્ટ બ્રુસફૂટ કૃત 'વડોદરા રાજ્યનું ભૂસ્તર', પૃ. ૯૨.

"ખારીની ખીણ."

"કમનસીબે, સમયના અભાવે, હું વડોદરા રાજ્યનો સીમાડો મૂકી, સાબરમતી ઉતરીને પ્રાંતિજ તાલુકામાં ન જઇ શકયો કે જેમાં હું અત્યંત રસપ્રદ એવી 'ખારી' તરીકે લોકસમાજમાં જાણીતી પ્રાચીન નદીને જોઇ શકયો હોત. આ નદીના વિષયે મુંબઇના ભૂગોળવિદોમાં થોડોક વિવાદ ઉભો કર્યો હતો. આ સંબંધી સાહિત્ય હું જોઇ શકયો નથી, તે મારી કમનસીબી લેખાય. આ નદીના પટ (જો ખરેખર રીતે નદીનો જ પટ હોય તો)ની કુદરતી રચનાની તપાસ કરવાનું અઘરૂં જણાય છે. ટોપોગ્રાફીકલ શીટ મેપ (પત્રક નં. ૪૬A૧૫, ૧૬)માં તેને 'નદી' તરીકે દર્શાવવામાં આવેલ છે. એ જોતાં વિચાર થાય છે કે સાબરમતી અને હાથમતીનાં દક્ષિણદિશા તરફ જતાં વહેણો દ્વારા તો તેની રચના નહિ થઇ હોય ? આ પ્રદેશના ભૂપૃષ્ઠની સપાટી પર આ બંને નદીનાં વહેણ, ખારીના પટ કરતાં ઘણી જ નીચી સપાટીએ ઊંડાણમાં વહે છે, એટલે શકય છે કે કોઇ અત્યંત પ્રબળ પૂર વખતે એમનો જળપ્રવાહ એટલો ઊંચો આવી ગયો હોય કે તે કાંઠાઓની ઉપર ભૂપૃષ્ઠ પર વહેવા લાગ્યો હોય અને તેના વેગથી ખારીનદીનો પટ કોરાયો હોય. એવી જ એક બીજી શકયતા ખારી નદી, સાથે સંબંધ ધરાવે છે. આ નદીનો પટ અને ખારીનો પટ લગભગ એક જ સપાટી પર આવેલા છે. કોઇ મોટા પૂર વખતે ખારીના આધુનિક પટમાં તેનું જળ ન સમાતાં, તે એક સ્વતંત્ર વહેણરૂપે વહી નીકળ્યું હોય, ને એથી ખારીનો પટ

રચાયો હોય ને થોડાક વખત પછી પૂર ઓસરતાં એ પટ સુકાઇ ગયો હોય. આ તો શકયતાની વાત થઇ, પરંતુ ખરી રીતે બોખની ઉત્પત્તિ શા પ્રાકૃતિક બનાવને આભારી હશે?

"મારી વિચારણા પ્રમાણે તો એક જ શકયતા સંભવે છે. મારો મત છે કે બોખ એ ખરેખર નદીનું વહેણ નથી. લોએસ (loess=ગોરાટ માટી) ના ભૂપૃષ્ઠ પર પશ્ચિમ તરફ વાતા પવનથી, ઉત્તરથી દક્ષિણે જતી એક ટીંબાઓની હારમાળા રચાઇ ગઇ હશે. આ રચાયા પહેલાં (પ્રાંતિજ તરફથી) પાણીનાં જે વહેણો સાબરમતીને આવી મળતાં, તે પછી તેમ કરતાં અટકી ગયાં હશે અને આ હારમાળાની આડભીંતને લઇ, તેમનો આ ભીંતની પડખોપડખ ઉત્તરથી દક્ષિણે જતો એક જળપ્રવાહ બની ગયો હશે અને અંતે અનેક સરોવરોની હારમાળામાં એ પ્રવાહ પલટાઇ ગયો હશે. આ સરોવરોમાંથી હાલ બે જ રહ્યાં છે, પહેલું તે પ્રાંતિજની પશ્ચિમોત્તરે ને બીજું તે એ શહેરની નજીક જ છે, ત્રીજા અને ચોથા સરોવરોનાં ચિન્હો પણ કાદવવાળા પ્રદેશરૂપે પ્રાંતિજથી બે માઇલની અંદર અંદર નકશામાં દર્શાવેલાં છે. બોખનો પટ ૧૨ માઇલ લાંબો હોઇ ઉત્તરથી દક્ષિણે જાય છે. સાબરમતી અને હાથમતીના સંગમથી માઇલેક દૂર બે માઇલ લાંબા એક આંધા (gully)માંથી બોખ પ્રગટ થાય છે અને ગાયકવાડી દહેગામ તાલુકાની ઉત્તરસીમા આગળ ખારી નદીને જઇ મળે છે."

૩ ઉપલબ્ધ વિધાનોની કસોટી

હવે આપણે આ બંને અહેવાલોને તપાસીએ.

પહેલો અમદાવાદ ગેઝીટીઅરમાંનો અહેવાલ તે હકીકત માત્ર છે ને તેમાં બોખની રચના, ઇત્યાદિ વિષે કશો શાસ્ત્રીય ખુલાસો કે અભિપ્રાય દર્શાવવામાં આવ્યો નથી એટલે તે કાંઇ વિવેચન માગતો નથી.

બીજો બ્રુસ ફુટનો અહેવાલ છે. આ ગૃહસ્થ હિંદના ભૂસ્તરનો મહાન સંશોધક થઇ ગયો છે. વળી હિંદમાં પાષાણયુગના પુરાન્વેષણનો પાયો રોપનાર પણ તે જ લેખાયો છે. જો આ મહાન ભૂસ્તરશાસ્ત્રીને, બોખને જાતે જોવાની તક સાંપડી હોત તો એનો કોયડો કયારનો ઉકેલાઇ ગયો હોત, એમાં શંકા નથી પણ કમનસીબે તેમ થવા પામ્યું નહીં. ફુટે બોખ સંબંધી જે કાંઇ વિગત લખી છે ને તેની ઉત્પત્તિ સંબંધી જે મત બાંધ્યો છે તે માત્ર નકશો જોઇને જ. ટીંબાઓની જે હારમાળાને બ્રુસ ફુટે બોખની ઉત્પત્તિ માટે આભારી ઠરાવી છે તેનું અસ્તિત્વ જ મારા જોવામાં આવ્યું નથી. ઉત્તર ગુજરાતના ગોરાટ પ્રદેશમાં પવનના વેગથી રચાયલા ટીંબા હોવાનું હાલ સંભવતું નથી.

જો એમ હોત તો થળના રણમાં થાય છે તેમ હાલ પણ પવનના પ્રવાહથી એવા ટીંબાઓ રચાતા અને ખસતા આ પ્રદેશમાં દેખાતા હોત, પણ તેમ થતું નથી. આ પ્રમાણે એની રચના વિષે ફુટનો મત બરાબર જણાતો નથી.

૩

## મંતવ્યં અને સૂચનો

**૧ ખાખ સબંધી સંભાવનાઓ**

ખાખને એકવાર અચાનક જોઈ અને તેની વિશેષતા સમજી તેના સબંધી સાહિત્ય જોયું; બસ આ સિવાય ખાખના માટે કશું કરવાની તક મને લાધી નથી, એટલે દેખીતી રીતે પ્રસ્તુત લેખ, આ બેદલદેલા ગુજરાતના જળપ્રવાહ પ્રત્યે ગુર્જર ધરણીના સંશોધક રસિકોનું ધ્યાન ખેંચવા માટે જ લખાયો છે, કે જેથી એના ભેદભરમોના ઉકેલ માટે પ્રયત્નો આદરવામાં આવે.

ખાખ વિષે મેં જે કંઇ થોડુંક જોયું અને જાણ્યું છે, તેની મર્યાદામાં રહી એના વિષે હાલ જે વિચારણાને તબક્કે હું પહોંચ્યો છું તેની રૂપરેખા અહીં રજુ કરું છું.

ખાખ શું હોઇ શકે તેની કલ્પનાઓ અને તેમના ખુલાસાઓ આ પ્રમાણે છેઃ—

૧—સાબરમતી કે હાથમતી એ બેમાંની ગમે તે એકના પ્રાચીન વહેણનો આ સૂકો પટ હોય.

૨—ફુસફુટ કહ્યે છે તે પ્રમાણે ઉપરની નદીઓ અગર તો 'ખારી'માં કોઇક કાળે પ્રચંડ પૂર આવતાં, તેનું પાણી કોતરોની ઉપર થઇ વહી નીકળ્યું હોય અને તેના પ્રવાહથી ખાખનો પટ કોરાયો હોય. થોડોક વખત એ પ્રવાહ ચાલુ રહ્યા પછી બંધ થઇ ગયો હોય

૩—સાબરમતીની પૂર્વમાં પ્રચંડ પવન વેગથી નરમ ભૂપૃષ્ટને લઇ તેની ધૂળની એક લાંબી ભીંત બંધાઇ ગઇ હોય ને તેની પડખોપડખ પાણીનું વહેણ ચાલી નીકળવાથી ખાખ રચાઇ હોય. ફ્રુસ ફુટનો આ મત બરાબર નથી તે જણાવાઈ ગયું છે.

૪—ખાખ એ પ્રાચીનકાળમાં કાઢવામાં આવેલી કોઈ નહેર હોય (દા. ત. ખંભાતની અસંગની પ્રાચીન નહેર જે ઘણી મોટી અને લાંબી છે). ખાખનો પટ એટલો બધો પહોળો છે કે આટલી પહોળી નહેર આ પ્રદેશમાં સંભવી શકે નહીં. વળી સાબરમતી અને હાથમતી કે જેના સાન્નિધ્યમાંથી ખાખ ઉદ્ભવે છે, તેમનાં વહેણ સપાટીથી લગભગ સવાસો ફુટથી વધુ ઊંડા-

ણુમાં વહે છે ને એટલા ઊંડાણુમાં વહેતા નદીના પ્રવાહમાંથી નહેર કાઢવી અશક્ય જ છે, કારણ એ નદીઓનું પાણી સો ફુટથી વધુ ઊંચાઇએ આવેલા ખાખના પટ સુધી ચડી શકે નહીં.

## ૨ ઇતિહાસના પ્રકાશમાં ખાખ

ઉત્તર ગુજરાતમાં જ્ઞાતિઓની ઉત્પત્તિ અને તીર્થ માહાત્મ્યો સંબંધી થોડાંક પુરાણો મળી આવે છે. આપણને જે પ્રદેશ સાથે હાલ સંબંધ છે તેની પ્રાચીન ભૂગોળ કોટર્ક માહાત્મ્ય અને સાભ્રમતી માહાત્મ્યમાં મળી આવે છે. આ સાહિત્ય આ પ્રદેશની લગભગ હજાર વર્ષ ઉપરની ભૂગોળપર પ્રકાશ પાથરે છે. સાભ્રમતી માહાત્મ્યમાં સાબરમતીની પાસેની આટલી નદીઓનાં નામો મળે છેઃ—

| | |
|---|---|
| ૧—હિરણ્યમયી (હરણાવ). | ૪—વહ્નિની (વાંકી) |
| ૨—હસ્તિમતી (હાથમતી) | ૫—વેત્રમતી (વાત્રક) |
| ૩—દધિગામિની (દેમઈ). | ૬—સેટિકા (શેઢી) |

૭—ભદ્રામુખી (ભાદર —તંત્રી)

આ સાત નદીઓમાં ખાખ નથી તે સૂચક છે.

ખાખને જોયા પછી, સાબરમતી ખીણમાં પ્રાગૈતિહાસિક પુરાન્વેષણ માટે સતત બે માસ સુધી મારે પ્રવાસ કરવો પડ્યો હતો. એ વખતે ખડાત-મહુડી વિસ્તારમાં સાબરમતી વિષેની થોડીક લોકમાન્યતાઓ સાંભળી હતી. એક લોકમાન્યતા પ્રમાણે ખડાત–મહુડીની ઉત્તરે ગંગપુર પાસે સંગમેશ્વર મહાદેવ છે. ત્યાં આગળ સાબર અને હાથમતીનો સંગમ થાય છે, ને ત્યાંથી પ્રાચીનકાળમાં સાબરમતીનું વહેણ પ્રાંતિજ તરફ વહેતું હતું.

પ્રાંતિજ પાસે 'ગર્તાતીર્થ' નામે પવિત્ર સ્થળ આવેલું છે.[૧૦] આ તીર્થ સાબરમતીના કાંઠે હોવાનું સ્કંદપુરાણના નાગરખંડ, અધ્યાય ૧૨૫માં જણાવેલું છે. આ ઉપરથી જણાય છે કે હજારેક વર્ષ પૂર્વે ખાખના પટમાં સાબરમતીનો પ્રવાહ વહેતો હશે.

પાછળ આપેલા અમદાવાદ ગેઝીટીઅરમાંના ઉતારામાં જણાવેલું છે કે એક લોકમાન્યતા પ્રમાણે ખાખના પટમાં અગાઉ હાથમતીનો પ્રવાહ વહેતો હતો ને સાબરમતી અમદાવાદને વધુ પાણી આપી શકે તેટલા માટે અહમદશાહે આ પ્રવાહને એક બંધ બાંધી સાબરમતીમાં વાળી દીધો હતો. એ વાત ખરી છે કે ખોટી તે જાણવા માટે ખાખ જ્યાંથી શરૂ થાય છે તે વિસ્તારમાં કોઈ પ્રાચીન બંધના અવશેષ છે કે કેમ તેની તપાસ થવી જોઇએ.

૧૦ ખડાયતા ગોત્રોત્પત્તિ, પૃ. ૪૭

પ્રાંતિજ શહેર કેટલું પ્રાચીન છે તે જાણવાનાં ઐતિહાસિક સાધનો હજી ઉપલબ્ધ થયાં નથી, પણ તેનું અસ્તિત્વ ગુજરાતમાં મુસલમાની રાજ્ય શાસનના આરંભથી છે એ વિષે શંકા નથી. એના જેવા વેપાર અને ઉદ્યોગના મથકને કોઈ વહેતી નદીના કાંઠે જ વસાવવામાં આવેલું હોવું જોઈએ. એ નદી હાલના ખોખના પટમાં વહેતી હશે તે નિઃશંક વાત છે.

આ પ્રમાણે ઉપલબ્ધ ઐતિહાસિક માહિતી દ્વારા જાણવા મળે છે કે ખોખ એ કોઈ પ્રાચીન નદી છે જે લગભગ હજારેક વર્ષ ઉપર જરૂર વહેતી હતી.

ખોખ જો નદી હોય તો તે કઈ: સાબરમતી કે હાથમતી? સાબરમતી અને ખોખ એમના વિસ્તાર અને પ્રદેશના ઢાળની દૃષ્ટિએ, જે રીતે વહે છે તે જોતાં ખોખના પટમાં હાથમતી વહી હોવાનું સંભવતું નથી. આ એમાંથી સાબરમતીનો જ પ્રવાહ એમાં વહ્યો હોવાની શક્યતા જણાય છે. લોકમાન્યતા તથા ઉપલબ્ધ ઐતિહાસિક માહિતી પણ એ વાતને જ ટેકો આપે છે. આ પ્રમાણે ખોખનો કોયડો સાબરમતી સાથે સંકળાઈ જાય છે.

### ૩. ખોખ=સાબરમતીનો પ્રાચીન પ્રવાહ?

હવે ખોખને જો સાબરમતીનો હજારેક વર્ષ પૂર્વેનો પટ માની લઈએ તો એ નદીનો આધુનિક પટ કોરાયાના સમય અને સંજોગોનો વિચાર કરવો પડશે. સાબરમતીનો આધુનિક પટ તેના હાથમતી સાથેના સંગમની નીચે, સપાટીથી ૧૫૦ થી ૨૦૦ ફુટના ઊંડાણમાં વહે છે ને તેમાં વહેતા એ નદીના વહેણથી જે Flood-plain[૧૧] રચાયો છે અને એ વહેણે ગોરાટ માટીની નીચે આવેલા કઠણ ખડકો કાપી નાખ્યા છે, તેનો વિચાર કરતાં જણાય છે કે એ નદીનો આધુનિક પટ ઘણો પ્રાચીન છે. સાબરમતીના જેવી ઊંડી વહેતી નદીઓ, ઉત્તરહિંદના કાંપપ્રદેશની નદીઓ જેમ, પોતાનો પટ બદલી શકે તેમ નથી. એ નદીઓ એમના કાંઠે એમના જ કાંપના પુરાણને લઈ બાજુએ ખસતી જઈ પટો બદલ્યા કરે છે. સાબરમતી આ પ્રદેશમાં કાંપ ઠાલવતી નથી. ઉલટાની તેના પટને કોરતી આવી છે. આ પ્રદેશ તેના Middle course[૧૨]માં સમાય છે. માત્ર ધરતીકંપની અસર જ તેના પ્રવાહને બાજુએ ખસેડી શકે એમ છે.

આ વસ્તુસ્થિતિ વિચારતાં સંભવે છે કે ખોખના પટમાં સાબરમતીનું વહેણ વહ્યું હશે તો તે, કાં તો એની એક શાખા રૂપે હશે અગર તો ધરતી-

---

૧૧ નદીના પટનો જે મોટો ભાગ સૂકી ઋતુમાં ખાલી પડ્યો રહે છે અને પૂરે મોખતે જ તેના પર નદી વહે છે તે Flood-plain કહેવાય છે.

૧૨ મોટી નદીઓનાં વહેણોના ત્રણ વિભાગ હોય છે; Upper course એટલે

કૂંપને લઇને એનું વહેણ થોડીક મુદ્દત માટે પોતાનો મુખ્ય પટ ત્યજી બાજુએ ખસી ગયું હશે અને એથી ઓખનો પટ રચાયો હશે; સો બસો વર્ષ સુધી એનો પ્રવાહ ચાલુ રહ્યો હશે અને પછી કોઇ બીજા ધરતીકંપની અસરથી પોતાના મૂળ પટમાં પાછું જતું રહ્યું હશે.

હવે આ શક્યતા ધ્યાનમાં રાખી ઓખને તપાસી જોઈએ. ઓખનો પટ એટલો બધો પહોળો છે કે ગુજરાતમાં સાબરમતી અને મહી (તેમના Middle courseમાં) તો નહીં જ પણ એક માત્ર નર્મદા તેની સમાનતા કરી શકે છે. વળી તેનો પટ ઊંડો નથી. ઓખના પાડોશમાં સાબરમતીનો આધુનિક પટ જ્યાં ૨૦૦ ફુટની ઊંડાઈ ધરાવે છે ત્યાં ઓખ માત્ર ૮–૧૦ ફુટ જ ઊંડી છે. ઓખનું વહેણ સુકાયા પછી એનો પટ આસપાસના પ્રદેશની ધૂળ ઊડી આવવાથી જ પુરાઇ ગયો હોય, એ માની શકાય નહીં, કારણ એના પ્રદેશમાં એટલા પ્રમાણમાં ધૂળ ઊડતી નથી અને જે થોડી ઘણી ઊડીને એના પટમાં જામે છે, તેને ચોમાસામાં એમાં ચાલતો જળપ્રવાહ વહેવડાવી દે તેમ છે. એ બધા પ્રાકૃતિક સંજોગોની નોંધ લેતાં તેમજ તેના પટમાં જે જળપ્રવાહ વહેતો હશે, તેણે કરેલી Erosion (કાંઠા કાપવા) અને corrosion (પટ કોરવો)ની ક્રિયાઓના જે અવશેષો ઓખના આધુનિક પટમાં રહ્યા છે તે અને એના પ્રદેશના ભૂપૃષ્ઠની માટીનો પ્રકાર ધ્યાનમાં લેતાં એવું સંભવે છે કે જે જળપ્રવાહ એમાં વહ્યો હશે તે અચાનક મોટા પ્રમાણમાં એના પ્રવાહપ્રદેશ પર વહી નીકળ્યો હશે અને એથી તે મોટા વિસ્તાર ઉપર પથરાતાં ઓખનો પટ પહોળો કપાયો હશે. ઉપરાંત એ પટની ઓછી ઊંડાઈ પરથી એના જળપ્રવાહની ઓછી ઘર્ષણશક્તિ (જે ઢાળ, વગેરેને આધારી હોય છે તે)નો ખ્યાલ આવે છે.

ઓખના પટની બીજી વિશેષતા તે તેમાં વળાંકો[૧૩](Meanders)નો અભાવ છે. એ પણ અચાનક વહી ચાલનારા અલ્પજીવી જળપ્રવાહનું જ સૂચન કરે છે.

---

ઉપલું વહેણ. એમાં નદી પાર્વત્ય પ્રદેશને કાપે છે ને તેનો પટ ખડકનો હોય છે. Middle Course એટલે વચલું વહેણ એમાં નદી કોતરો પાડે છે ને તેના પટમાં ગોળ પથરા Pebbles હોય છે. Lower course એટલે નીચલા વહેણમાં નદી ખૂબ પહોળી હોય છે. નીચાણમાં વહે છે, તેનો પટ કાદવનો હોય છે ને અહીં પટ બદલ્યા કરે છે.

૧૩ નદીની ઉમર જાણવા માટે તેના વળાંકો ખાસ કામ લાગે છે. નદીનાં વચલાં તેમજ નીચલાં વહેણો (Middle and Lower courses)માં એ વિકાસ

આ બધી તપાસ અને વિચારણા એ પરિણામ નિપજાવે છે કે પ્રાચીનકાળમાં હજારો વર્ષ પર કોઇ ધરતીકંપ થતાં સાબરમતીનો પ્રવાહ પોતાનો મૂળ પટ સર્વાંશે કે અલ્પાંશે ત્યજી તેની બાજુએ થોડેક દૂર વહેવા લાગ્યો અને એથી ખોખનો પટ રચાયો. આ પછી ફરી કોઇ ધરતીકંપની અસરથી એ પ્રવાહ ફરી તેના મૂળ પટમાં વહેવા લાગ્યો અને પરિણામે ખોખનો પટ સૂકાઇ ગયો. ત્યાર પછી માત્ર ચોમાસામાં જ તેમાં જળપ્રવાહ ચાલુ રહેવા લાગ્યો. આ ધીમા જળપ્રવાહ સાથે આવતા કાંપથી એ પટ પુરાવા લાગ્યો. ઉનાળામાં ઉડતી ધૂળ અને રેતી પણ આ પુરાણને કંઇક મદદ કરતી આવી છે. આ ક્રિયા હાલ પણ ચાલી રહી છે ને એથી ખોખની ઊંડાઇ દહાડે દહાડે ઘટતી જાય છે. સાબરમતીનો પ્રવાહ એમાં વહેતો હશે ત્યારે એ કેટલી ઊંડી હશે તે હાલ કહી શકાય નહીં. એના પટમાં ખોદાયલા ઊંડા કુવા તથા એના કાંઠે ખોદાએલાં બોરીંગો દ્વારા એની નીચેના ભૂસ્તરના પડોની વિગતો જાણવા મળે તો એના ગત ઇતિહાસ પર પુષ્કળ પ્રકાશ પથરાઇ શકે. આ પુરાણ દ્વારા એના પટમાં અનેક આડખીલો રચાઇ ગઇ છે ને તેના પરિણામે એમાં ઠેકઠેકાણે ચોમાસાનું પાણી ભરાઇ રહી કેટલાંય

---

પામે છે. નદી પોતાના પટને એટલો બધો ઊંડો કાપી નાખે છે કે તેનો પ્રવાહ જે દરિયામાં તેનું મુખ હોય તેની સપાટી જેટલો નીચો (Base-level પર) જઈ પહોંચે છે, ત્યાર પછી નદીનાં વચલાં અને નીચલાં વહેણોમાં વળાંકો આકાર પામવા લાગે છે ને જેમ જેમ નદી જૂની થતી જાય છે તેમ તેમ એ વળાંકો વધુને વધુ મોટા અને ગોળાકાર થતા જાય છે. આ દૃષ્ટિએ સાગરમતી, સરસ્વતી, વગેરે ઉત્તર ગુજરાતની નદીઓ ઘરડી થયેલી જણાય. આ પછી કોઈ ધરતીકંપ નદીની ખીણના પ્રદેશને કંઈક ઉંચો બનાવી દે તો એથી નદી વળાંકોને ત્યજી સીધી વહેવા લાગે છે, આ ઘટના Rejuvenation કહેવાય છે. આ પછી ધીમે ધીમે ફરી તે Base-level પર આવે છે ને પરિણામે ફરીવાર, પણ જુદા સ્થળે, તેનો પટ વળાંક લેવા લાગે છે. આમ એ ક્રિયા નિરંતર ચાલ્યા કરે છે. એવી પ્રત્યેક ઘટનો નદીના કાંઠે એક Terrace રચી જાય છે. કોઈપણ નદીની આ Terraces ના અભ્યાસથી તે નદી અને જે પ્રદેશમાં થઇ તે વહે છે તેની પ્રાકૃતિક રચના તથા તેના કલેવરમાં થયેલાં પરિવર્તનોનો ઇતિહાસ સ્પષ્ટ જાણી શકાય છે. ભૂતકાળમાં થયેલા ધરતીકંપો સંબંધી માહિતી પૂરી પાડે છે. આ Terrace formation સઘળી નદીઓમાં મળતો નથી. સાબરમતીના ઉપલાં વહેણ (upper course) માં અને નર્મદા તથા તાપીનાં વચલાં વહેણોમાં એ મળી આવે છે. પુરા પાષાણયુગના આદિમાનવ (Palaeolithic Man) અને તેની સંસ્કૃતિની શોધખોળ તથા તેના ઇતિહાસનો કાળક્રમ રચવામાં નદીઓનાં આ Terrace formation નો અભ્યાસ મુખ્યત્વે મદદરૂપ થાય છે.

નગાવો રચાઇ રહે છે. એ તળાવોના પટ, ઉનાળામાં પાણી સુકાઇ જતાં, કદાચ તેની ઊંડાઇને લઇ લોકસમાજને 'ગખોલો' જેવાં લાગવાથી, તેણે આ અનશોખ નદીને 'ઓખ' નામ આપેલું લાગે છે.

**મા**રાં આ વિધાનો પ્રાથમિક જેવાં છે. આ લેખનો મુખ્ય ઉદ્દેશ તો ઓખ પ્રત્યે ગુજરાતનું ધ્યાન ખેંચાય ને તેના સંશોધન માટે પ્રયત્નો થાય તે છે. એના કોયડાનો ખરો ઉકેલ તો એના વિસ્તારમાં તપાસ થાય ત્યારે જ થઇ શકે. એ કાર્ય માટે એના જન્મસ્થળથી માંડી એના મુખ સુધીના વિસ્તારનો પ્રવાસ ખેડાવો જોઇએ ને તેમાં ભૂસ્તર, ભૂગોળ અને ઇતિહાસ એ ત્રણે પ્રકારની માહિતી એકઠી થવી જોઇએ. એના પટ અને કાંઠાઓ પર જે કુવાઓ અને બોરીંગો ખોદાયાં હોય તેમની દ્વારા એનું ભૂસ્તર જાણી લેવું જોઇએ. એના કાંઠે વસેલાં ગામો કેટલાં જૂનાં છે, તે સંબંધી વિગતો મેળવવી જોઇએ. એના પ્રદેશમાં એના વિષે શીશી લોકકથાઓ અને લોકમાન્યતાઓ પ્રચલિત છે તે સંગ્રાહવી જોઇએ. જો આટલું થાય તો જ એનો કોયડો કેટલેક અંશે ઉકેલાઇ જાય.



## પરિશિષ્ટ

### ગોરાટ માટી અને તેનું ભૂપૃષ્ઠ

મહી નદીની ઉત્તરે દરિયા તથા રણના કાંઠાથી ૫૦ માઇલ દૂર પ્રસરેલું ઉત્તર ગુજરાતનું ભૂપૃષ્ઠ અત્યંત ઝીણી, લીસી ને આછા પીળા રંગની માટીના પડથી છવાયેલું છે. આ માટી ગુજરાતીમાં 'ગોરાટ' કે 'ગોરાડુ'ના નામથી ઓળખાય છે. માણસના જેવા ગોરા રંગની હોવાથી આને એ નામ મળેલું જણાય છે.[1] સામાન્ય રીતે એ માટીને ગુજરાતની નદીઓનો કાંપ માનવામાં આવે છે પણ ખરું જોતાં તેમ નથી. આ માટીની ઉત્પત્તિ રહસ્યમય હોઇ અત્યંત રસપ્રદ છે.[2] ગુજરાતમાં ભૂસ્તરસંબંધી પુષ્કળ શોધખોળ ચાલી છે, પણ તેનું ક્ષેત્ર ખનિજ દ્રવ્યો અને કઠણ ખડકોના ભૂસ્તરમાં (Solid Geology) મર્યાદિત રહ્યું છે. ગુજરાતનાં કૃષિપ્રધાન મેદાનો હજુ તપાસાયાં નથી. એક માત્ર બ્રુસ ફુટ નામના સુપ્રસિદ્ધ ભૂસ્તરશાસ્ત્રીએ એ દિશામાં થોડુંક લક્ષ આપ્યું છે ને પહેલવહેલી વાર તેણે જ આ ગોરાટ માટીને 'લોએસ' (Loess) પ્રકારની માટી તરીકે ઓળખી છે.[3] એ માટી સ્થાનીય નદીઓનો કાંપ કે જે સામાન્ય રીતે alluvium[4] કહેવાય છે તેની નથી, પણ વાયુ રચિત aeolin હોઇ દૂર દેશથી આવી, એ પ્રદેશ પર ખાસ તાપમાનના સંજોગોમાં છવાઇ ગઇ છે. એની ઉત્પત્તિ રચના વિષે હાલ એટલું જ જાણવું બસ થશે. એથી વિશેષ કહેવું પ્રસ્તુત લેખની મર્યાદા બહાર છે.

---

૧. સાબરમતી ખીણની આ ગોરાટ કે ગોરાડુ માટીની વિશેષતાથી આપણા પૂર્વજો પણ સુપરિચિત હતા. સાભ્રમતી માહાત્મ્યમાં આ માટીને ચંદનના જેવા રંગની વર્ણવી છે ને તેને લઇને, એમાં સાભ્રમતીનું બીજું નામ 'ચંદનાવતી' પણ લખેલું મળે છે. દ્વારકા તરફ પણ એક પ્રકારની માટી ચંદનના જેવી હોવાથી 'ગોપીચંદન' કહેવાય છે. જાત્રાળુઓ તેને પવિત્ર લેખતા હોઈ સાથે ઘેર લઈ જાય છે.

૨. આ સંબંધી વિસ્તૃત વિગત 'ઉત્તરગુજરાતનાં મેદાનોની ઉત્પત્તિ' આ લેખમાં આપવા ધારી છે.

૩. Geology of Baroda by R. B. Foote

૪. નદીઓના પ્રવાહ સાથે વહી આવતી માટીને તેનો પ્રવાહ નીચાણના વિસ્તારોમાં કાંઠાઓ પર છોડી દે છે. આ માટી કાંપ અગર alluvium કહેવાય છે. એના અનેક પ્રકાર છે. એની રચના પડબંધ હોય છે. આને મુકાબલે લોએસની રચના આડાંના બદલે ઉભાં પડોના જેવી દેખાય છે. ઉત્તર ગુજરાતનો દરિયાકાંઠો તથા તેની ઉપરનો શેડો પ્રદેશ તે કાંપનો રચાયેલો છે. દા. ત. ભાલ, ખારો પાટ, મીઠો પાટ, ઈત્યાદિ પ્રદેશો.

ગોરાટનાં લક્ષણો

ગોરાટ માટી (Loess)ની વિશેષતાઓ આ પ્રમાણે છેઃ—

(૧) એ અત્યંત ઝીણી, લીસી અને એનામાં એવાં તત્ત્વો છે કે જેને લઈ એ અન્ય પ્રકારની માટીઓ, વિશેષ કરીને કાંપ (alluvium) કરતાં, પાણીના પ્રવાહથી ખૂબ વિશેષ પ્રમાણમાં ધોવાય છે. આ ગુણને લઈ એના પ્રદેશમાં વરસાદના પ્રવાહથી ઘણી તેમ જ ઊંડી કોતરો પડી જાય છે, આવી કોતર ઉત્તર ગુજરાતમાં 'આધુ' કહેવાય છે.('વાંઘુ'–'વાંઘાં' સાચી સંજ્ઞા છે–**તંત્રી**) સાબરમતી, વાત્રક અને મહી નદીઓ કે જે ઊંડી કોતરો માટે સુપ્રસિદ્ધ છે તે કોતરો, ભૂપૃષ્ઠ પરની આ માટીની ઉપસ્થિતિને આભારી છે.

(૨) ઉત્તર ગુજરાત પર ગોરાટનું પડ ઘણું જાડું પથરાયલું છે. એની સરેરાશ જાડાઈ ૨૫ ફુટ લેખી શકાય. જાડાઈ ક્યાંક ક્યાંક વધુમાં વધુ પોણોસો ફુટ જેટલી મારા જોવામાં આવી છે (વિશેષ કરી મહી અને સાબરમતીના કાંઠે) અને ઓછામાં ઓછી ચારપાંચ ફુટ તો સઘળે ખરી જ.

(૩) એના રજકણો સ્વભાવથી ઊભી લીટીઓ (*Vertical lines*)માં ગોઠવાય છે એટલે પાણીના પ્રવાહથી એની સપાટીમાં જે આંધાં પડે છે તેમના કાંઠા ભીંતસમાન ઊભા હોય છે. ઢાળ ખાસ હોતો નથી.

ઉત્તર ગુજરાતના ગોરાટ ભૂપૃષ્ઠની લાક્ષણિકતાઓ આ છેઃ—

(૧) નદીઓ અને વોંકળાઓના કાંઠા ન્હાનાં–મોટાં આંધાંઓથી ખૂબજ કપાયલા હોય છે. (સાથેના નકશા પરથી એનો ખ્યાલ આવશે.)

(૨) નદીકાંઠા પછીનો પ્રદેશ મુખ્યત્વે સપાટ હોય છે.

(૩) ખાસ કરી સપાટ પ્રદેશપર ક્યાંક ક્યાંક ઓછો ઢાળ ધરાવતા ન્હાના મોટા ટેકરા નજરે પડે છે. લોકભાષામાં એ 'ટીંબા' કહેવાય છે. ટીંબાઓ ક્યાંક એકલા તથા ક્યાંક ક્યાંક માઈલો સુધી હારમાળાઓના રૂપે પ્રસરેલા હોય છે. આ ટીંબાઓ ભાગ્યે જ એકાએકલા હોય છે. આ ટીંબાઓ કુદરતી રીતે બંધાયલા છે. એ હાલ રચાતા હોય એમ જણાતું નથી, એથી ઉલટું વરસાદ અને અને પવનના પ્રભાવથી ધીમે ધીમે તેમનું કદ ઘટતું જતું જણાય છે. આ ટીંબાઓ ક્યારે અને કેવા પ્રાકૃતિક સંજોગોમાં રચાયા છે તે વિષય પ્રસ્તુત લેખની મર્યાદા બહારનો છે.

---

## પ્રકૃતિપ્રેમીનો જીવનમંત્ર :

" ચરૈવ CARPE DIEM "  " अवन्ध्यं दिवसं कुर्यात् "

# ગુજરાતના સાપ: ૪

રતિલાલ ગીરધરલાલ ખરાદી

(પ્ર. પુ. ૧, અં. ૪ના ૨૪૧ પૃષ્ઠથી અનુસંધાન)

**અ**ત્યાર સુધીમાં આપણે સાપ વિશે સામાન્ય હકીકતો જોઇ ગયા. હવે ગુજરાતમાં વસતા દરેક સાપની ઓળખાણ કરીશું. પ્રથમ ઝેરી સર્પોનો પરિચય કરીએ, કેમકે મનુષ્યની દૃષ્ટિએ એમનું જ ખાસ મહત્ત્વ છે. આપણે ત્યાં વસતા ગણ્યા ગાંઠ્યા માત્ર પાંચ જ ઝેરી સાપો છે, તેમાંથી પ્રથમ સુપરિચિત નાગનું ઓળખાણ કરીએ.

## ૧. નાગ

કુદરતમાં નાગને જોવાનો પ્રસંગ ઘણા જ ઓછા માણસોને સાંપડયો હશે અને એવા ઓછા માણસોમાંથીયે ભાગ્યેજ કોઇએ આખી જીંદગીમાં પંદર વીસથી વધારે વાર નાગને જોયો હશે. પરંતુ મદારી પાસે નાગને નહિ જોયો હોય એવું ભાગ્યે જ કોઈ હશે. બધાજ મદારીઓ સામાન્ય રીતે નાગ રાખે છે એટલે નાગને ઓળખી કાઢવો દરેકને માટે સહેલું થઇ પડયું છે. આ જાતના સાપના જે અંગને લઇને આપણે એને નામ તરીકે ઓળખીએ છીએ તે એની ફેણ છે. 'ફેણવાળો' સાપ' એટલે 'નાગ.'



આકૃતિ ૧ (કુમારના સૌજન્યથી)

[નાગની માફક કેટલાક સાપ ગળું ફુલાવવાનો પ્રયત્ન કરે છે, પણ તે નાગની તોલે આવી શકે એમ છેજ નહિ. નાગની ફેણ (જુઓ આ. ૧લી) એક વખત જોયા પછી એ બાબત વહેમ રહેવાનો સંભવ નથી. પૃથ્વી ઉપર થતા ઝેરી સાપમાં સૌથી મોટો રાજ-નાગ (King-Cobra) પણ પોતાની ફેણ આપણા સામાન્ય નાગના જેટલી પહોળી કરી શકતો નથી. વળી રાજ-નાગ ગુજરાતમા થતો નથી[૧] એટલે શંકાને ક્યાંય સ્થાન રહેતું નથી.]

---

૧. પચાસેક વરસ ઉપર એક 'રાજનાગ' પાલણપુર પાસે બાલારામની નદીમાંથી ચોમાસામાં મળી આવ્યો હતો, પણ કદાચ તે ગુજરાત બહારના પ્રદેશમાંથી તણાઇ આવ્યો હોય. ગોધરા પાસે પંચમહાલનાં જંગલોમાં પણ આ સાપ જોવામાં આવ્યાનું સાંભળ્યું છે. —તંત્રી

નાગની આ વ્યાખ્યા ઘણીજ બંધબેસતી છે છતાં સંપૂર્ણ નથી. ફેણવાળો સાપ નાગ ખરો, પણ ફેણ વગરનો સાપ નાગ નહિ એમ માનવાની ભૂલ રખે કરતા. ઐચ્છિક સ્નાયુઓ વડે આપણે જેમ ગાલ ફુલાવી શકીએ છીએ, એમ નાગ ઇચ્છા થાય ત્યારે ફેણ ધારણ કરી શકે છે અને સંકેલી શકે છે. જ્યારે કંઇ ભય આવી પડયો હોય કે ગુસ્સો બતાવવો હોય કે કોઇના ઉપર હુમલો કરવો હોય ત્યારે અવશ્ય નાગ ફેણ ધારણ કરે છે, પણ સાધારણ સંજોગોમાં એની ફેણ સંકેલાયેલી રહે છે. કુદરતમા નાગ કોઇપણ જાતના વિક્ષેપ વગર ફરતો આપણી નજરે ચડે, પણ આપણે એની નજરે ન ચડીએ, તો એને ઓળખવો મુશ્કેલ નહિ પણ ખરેખર અશક્ય થઇ પડે, કારણ વિક્ષેપરહિત અવસ્થામાં એ કદીએ ફેણ ધારણ કરતો નથી અને બીજા સામાન્ય સાપ જેવો લાગે છે. મરેલા નાગની ફેણ પણ સંકોચાયેલી જ હોય છે. આમ હોવાથી નાગને ઓળખવા માટે બીજાં કોઈ, જેમાં કદીએ ફેરફાર ન થતા હોય, એવાં ચોક્કસ લક્ષણો જાણવાં જોઇએ. સદ્‌ભાગ્યે આવાં ચોક્કસ લક્ષણો છે કે જેને લઇને એને ઘણી સહેલાઈથી ઓળખી શકાય છે પણ કમનસીબે એ લક્ષણો જાણવા માટે સાપને હાથમા લઇને એની જરા ઝીણવટથી તપાસ કરવી પડે એમ છે. આવી તપાસ હાથ ધરવાના પ્રસંગ તો ત્યારે જ પડે કે જ્યારે સાપને જીવતો નજરોનજર ન જોઇ શકીએ. નાગની અને આપણી નજર એક થાય તો તો અવશ્ય એ ફેણ ચડાવે અને આપણે એને ઓળખી કાઢીએ. પણ અન્ય પ્રસંગોએ એની ઓળખાણ માટે એને હાથમાં લઇને તપાસવો જોઇએ. પરંતુ આ તપાસ હાથ ધરતા પહેલાં જો સાપ યમરાજનો અતિથિ ન બની ચુક્યો હોય તો તેમ કરવા એને ફરજ પાડવી. નહિતર સંભવ છે કે એ તપાસ પુરી થતાં પહેલાં તમારેજ એવું આતિથ્ય સ્વીકારવું પડે. એટલે જો મોક્ષ મેળવવાની ખાસ ઉતાવળ ન હોય તો પ્રથમ સાપનેજ મોક્ષનો લાભ આપી એની ઓળખાણ કરવી. આમ કરતાં એટલું ધ્યાન રાખવું કે એના માથાનો છુંદો ન થઈ જાય કેમકે નાગને ઓળખવાનાં મુખ્ય લક્ષણો એના માથામાં રહેલાં છે.

આ રહ્યાં નાગને ઓળખવાનાં અચૂક અને ચોક્કસ લક્ષણો;



આકૃતિ ૨

૧. ઉપલા હોઠનું ત્રીજું (3rd Supralabial) ભીંગડું મોટું હોય છે અને આગળ નાસિકાના ભીંગડાને અડકે છે અને પાછળ આંખને અડકે છે (જુઓ આકૃતિ ૨ બ). આ લક્ષણ નાગ અને એની જાતના બીજા (Cobra and Coral-snakes) સર્પોમાંજ જોવામાં આવે છે, પરંતુ નાગ સિવાય એ જાતના બીજા સાપ ગુજરાતમાં વસતા નથી. એટલે ગુજરાત પુરતું એ લક્ષણ ધરાવનાર સાપ નાગ સમજવો.

૨. નીચેના હોઠના [Infralabial) ચોથા અને પાંચમા ભીંગડાની વચમાં એક ફાચરના જેવું નહાનું ભીંગડું હોય છે (જુઓ આ. ૨બ) આ ભીંગડું કયુનીએટ



(Cuniate) નામથી ઓળખાય છે. કવચિત એકને બદલે આવાં બે ભીંગડાં પણ જોવામાં આવે છે, જવલ્લેજ આ ભીંગડા વગરનો નાગ હોય છે પરંતુ નાગ સિવાય અન્ય કોઇ સર્પમા એવું ભીંગડું હોતું નથી.



૩. પુંછડી નીચેનાં ભીંગડાં દ્વિભક્ત હોય છે. (જુઓ આ. ૩૭, નીચે)

આકૃતિ ૩

આ ત્રણ લક્ષણો નાગને ઓળખવા માટે પુરતાં છે.

નાગ ઝેરી સાપ હોવાથી આપણે અગાઉ જોઇ ગયા તેમ બધા ઝેરી સાપને હોય એ પ્રમાણે, એના પેટની બાજુનાં ભીંગડા સળંગ આડા પટ્ટા જેવાં હોય છે. (જુઓ આ. ૪થી) એ ભુલવું ન જોઇએ.



આકૃતિ ૪

આ ઉપરાંત ઘણાખરા નાગની ફેણ ઉપર ચશ્માકૃતિ સફેદ રંગનાં બે કુંડાળાં હોય છે (જુઓ આ. ૧ લી ડાબી બાજુ) આવા નાગ "દો ચશ્મી" નાગ કહેવાય છે. કેટલાકને આનું ફક્ત એક જ કુંડાળું (જુઓ આ. ૧ લી, વચમા) હોઈ એને 'એકચશ્મી' કહેવામાં આવે છે. ("એકચશ્મી" નાગ ગુજરાતમાં થતો નથી.) ફેણ ઉપરની આ આકૃતિઓ હંમેશાં સુરેખ અને ચોકખી જ હોય છે એમ નથી, કેમકે કોઈ કોઈ નાગને એ ચશ્માકૃતિઓને બદલે, સાધારણ ગમે તે રીતે વેરાએલાં સફેદ ટપકાંઓ જ માત્ર હોય છે એટલું જ નહિ પણ ફેણ ઉપર કોઇપણ જાતની આકૃતિ વગરના નાગ પણ ગુજરાતમાં,[૨] ખાસ કરીને કચ્છ, કાઠીઆવાડમા સામાન્ય છે (જુઓ આ. ૧ લી, જમણી બાજુ). આ આકૃતિઓ ફેણ પ્રસારેલી હોય તો જ જોઇ શકાય છે, પરંતુ ફેણ પ્રસરેલી હોય કે નહિ તોપણ નાગના ગળા ઉપર મોઢાથી જરાક નીચે પેટ તરફના ભાગે (લગભગ ફેણ ઉપર જે ઠેકાણે બે કુંડાળા હોય છે એ ઠેકાણે) દરેક બાજુએ એક એક કાળું ટપકું હોય છે, અને એનાથી સ્હેજ નીચે, પાસે પાસે બે ત્રણ કાળા પટ્ટા હોય છે. (જુઓ આ. ૫ મી). આ કાળા પટ્ટાઓ વચ્ચેના ભાગનો રંગ પેટના સામાન્ય રંગને મળતો હોય છે. સર્પવિદ્ ડૉ. ધારપુરેના કહેવા પ્રમાણે આવા પટ્ટા ફક્ત નાગમા જ જોવામાં આવે છે. એના વગરનો કોઇ નાગ હોય પણ નાગ સિવાયના બીજા કોઇપણ સાપને આવા પટ્ટા હોતા નથી એટલે આ નિશાની પણ નાગની ઓળખાણ માટે અતિ કીંમતી ગણાય. કુદરતમાં જીવતા નાગને ૧૦-૧૨ ફુટ દૂરથી જોતાં પણ આ પટ્ટાઓ જોઈ શકાય છે. મરેલો હોય તો તો કંઈ મુશ્કેલી પડે જ નહિ.

નાગનો પીઠ તરફનો રંગ સામાન્ય રીતે કાળો હોય છે, પણ એકધારો કાળો નહિ. કોઇનો રંગ કાળી માટીને મળતો સ્લેટીઓ તો કોઈ ડામરને મળતો, કવચિત

---

૨. અમદાવાદની દક્ષિણે આ વાત સાચી હશે પણ ઉ. ગુજરાતમાં તો દોચશ્મી નાગ જોવામાં આવેલા છે. —તંત્રી



આકૃતિ ૫

કાળા રંગની આવી જુદી જુદી છાંય ઉપરાંત, ઘેરા બદામી કે ઘઉંવર્ણો પણ હોય છે. આવા બદામી રંગના નાગ રાજપુતાના તરફ વિશેષ કરીને થાય છે. તળ ગુજરાતમાંૈ કાળા સિવાયના રંગનો નાગ ભાગ્યે જ નજરે ચડે છે. પેટ તરફનો રંગ સફેદ, સહેજ પીળાશ ઉપર અથવા આછા આસમાની જેવો હોય છે.

નાગનો રંગ અને એના માથા તથા ગળા ઉપર રહેલી આકૃતિઓ ઉપરથી એને સાધારણ રીતે ઓળખી શકાય પણ આ બધાં ચિહ્નો સ્થાયી અને એકધારાં ચોક્કસરૂપે દરેક નાગમાં જોવામાં ન આવતાં હોવાથી, છેવટનો નિર્ણય કરતા પહેલાં ઉપર વર્ણવેલાં એના માથાનાં તથા પુંછડી નીચેના દ્વિભક્ત ભીંગડાં તપાસવાં જોઇએ.

નાગ આખા હિંદમાં દરેક સ્થળે વસે છે. પહાડ ઉપર ૬૦૦૦ ફુટની ઉંચાઇએ રહેતો પણ નજરે પડે છે સર્પવિદૂ વિશ્ઠ ડૉ. ફેરરનાં કહેવા પ્રમાણે તો ૮૦૦૦ ફુટની ઊંચાઈએ પણ જોવામા આવ્યો છે. ગુજરાતનો એ સામાન્ય સાપ છે. આબુ પહાડ ઉપર ૪૦૦૦ ફુટની ઊંચાઇએ એને મેં અનેક વખત જોયો છે. ખાસ કરીને ઘાડાં જંગલોમા વસનાર નાગ ગમે એવા સ્થળે મળી આવે છે. જ્યાં જ્યાં એનો ખોરાક મળવાનો સંભવ હોય ત્યાં ત્યાં બધે જ નાગ મળી આવે છે.

કીડીઓના દર, ઉંદરનાં તેમ જ અન્ય પ્રાણીઓનાં દર, ખંડિએર મકાનો દિવાલોના પોલાણ, ઝાડની બખોલો, કાટમાળ, કે કચરાપટ્ટીના અગર, ઈંટો કે રોડાંનાં ઢગલા, મકાનોના છાપરાં, તેમ જ ઢોરને રહેવાનાં સ્થળો અને મરઘાંબતકાનાં પાંજરાં તેમ જ કાન ફાડી નાખે એવાં ઘોંઘાટભર્યાં કારખાનાનાં કંપાઉન્ડ એમ વિવિધ સ્થળે નાગ સુખેથી રહેતો દેખાય છે. પુરાણા દિલ્હી શહેરના કોટની જર્જરિત દિવાલોમાંથી જ્યારે મંગાવો ત્યારે એક સાપ પકડનાર છ સાત નાગ પકડી લાવી આપતો! પાણીઆરાં કે ન્હાવાની ઓરડીમાં પણ એ ઘુસી જાય છે અને શિયાળામાં હુંફ મેળવવા માટે રૂ અથવા લુગડાના ગાભામાં પણ પેસી જતો દેખાય છે. સુતેલાં બાળકોની પથારીમાંથી પણ નાગ મળી આવ્યાનું જાણવામાં આવ્યું છે. નાગ ઝાડ ઉપર પણ સ્હેલાઈથી ચડી જાય છે. નદી, તળાવ કે કુવાવાવનાં મીઠાં પાણીમાં એ ઘણી વખત નજરે ચડે છે. કુવાવાવમાં ખોરાક મેળવવા ઉપરાંત એની ભીંતોનાં પોલાણમા વસવાટ પણ કરે છે. દરીઆમાંથી જીવતા નાગ મળી આવ્યાના દાખલા નોંધાયા છે, પણ એ તો અપવાદરૂપે અને આકસ્માત તરિકે. કારણ નદીમાં પુર આવવાને લીધે એના પ્રવાહમાં ઘસડાઇને દરીઆમાં તણાઈ આવે અથવા વહાણ કે સ્ટીમરમાં લઇ જવાતા નાગમાંથી કોઇ નાગ છટકીને દરીઆમાં પડે એ સિવાય એનું દરીઆમાં અસ્તિત્વ શક્ય નથી.

---

૩. ઉ. ગૂજરાત માટે આ વાત એકાન્તિક સાચી નથી. — તંત્રી

નાગ સામાન્ય રીતે દિવાચર પ્રાણી છે. લેખકને કુદરતમાં નાગ જોવાના અને પકડવાના આજ સુધીમાં પડેલા તમામ પ્રસંગો દિવસના અજવાળામાંજ બન્યા છે. અને તે પણ બપોરના ત્રણ ચાર કલાકના ગાળામાં. બીજા ઘણાઓને પણ અનુભવ આવેલ છે. જો કે ખોરાકની કે પાણીની શોધમાં રાત્રે પણ ફરતો જોવામાં આવે છે, એટલુંજ નહિ પણ ડૉ. ફેરર જેવા સમર્થ સર્પવિદ્યાવિશારદ એને ચોક્કસ રીતે નિશાચર પ્રાણી માને છે. એથી ઉલટું ફેરરનો અનુગામી મેજર વૉલ જેણે હિંદની સર્પસૃષ્ટિ વિષયમાં સૌથી વિશેષ મહત્વના સંશોધન અવલોકન કર્યાં છે, એ નાગને દિવાચર પ્રાણી માને છે. એના કથન મુજબ એણે નાગને હંમેશાં દિવસના ભાગમાંજ જોયા છે. વિજ્ઞાન વિષયની માન્યતાઓનો આધાર નક્કર હકીકતો ઉપર રહેલો હોવાથી નાગને દિવાચર કે નિશાચર કહેવામાં અસત્ય કે અતિશયોક્તિ જેવું કશુંય નથી. સંજોગોવશાત્ દિવસે જોવામાં આવે અને રાત્રે પણ એ નીકળી પડે. મેદાનો કે જંગલોમાં જ્યાં મનુષ્યો કે અન્ય પ્રાણીઓનો વિક્ષેપ ન હોય એવે ઠેકાણે દિવસે પોતાનો ખોરાક મેળવી લે પણ મનુષ્યોના વસવાટમા રહતો નાગ રાત્રે ફરવા નિકળે એ સ્વાભાવિક છે. શિયાળામાં તડકાનો સ્વાદ લેવા માટે દિવસે અને ઉનાળામાં ઠંડી હવાની મોજ માણવા માટે રાત્રે ફરતો દેખાય, એમાં પણ નવાઇ પામવા જેવું નથી.

નાગનો ખોરાક ઉન્દર છછુંદર, ખીસકોલી તેમજ નાનાં પક્ષીઓ અને એમનાં બચ્ચાં તથા ઇંડાં. કાચંડા, ગરોળી, બામણી, દેડકાં અને એની જાતનાં અન્ય પ્રાણીઓ-એમ વિવિધ પ્રકારનો હોય છે. પરંતુ મુખ્યત્વે તો દેડકાં અને એની જાતનાં પ્રાણીઓ અને ઉંદર જ નાગને ખુબ ગમે છે. ઘણી વખત ભીનાશવાળી જગાએ ખાળકુંડી ઉપર પડેલા કચરાપટ્ટીના ટગલામાં નાગ જોવામાં આવે છે એ એવે ઠેકાણે રહેલાં દેડકાંને ખાવા માટેજ. ઉંદરનો ઉપદ્રવ દુર કરવા નાગ પોતાનો ફાળો કંઈક અંશે આપીને મનુષ્ય સેવા કરે છે કેટલાંક પંખીઓનીવસ્તીને પણ, એમનાં ઇંડાના ભક્ષણ દ્વારા કાબુમાં રાખે છે. નાગની પક્ષીઓનાં ઇંડાં ખાવાની બાબતમાં નવાઈ પમાડનારી વાત તો એ છે કે ઇંડાને આખુંજ ગળી જાય છે! ઇંડાં ખાનારનો અનુભવ છે કે મરઘીના ઇંડા ઉપર સાધારણ દબાણ આવવાથી એ ફુટી જાય છે. છતાં નાગ ઇંડાને ફુટવા દીધા વગર પેટમાં ઘણે ઊંડે સુધી હડસેલી દે છે, એ નવાઇ પામવાં જેવું છે. વિશેષ નવાઇ પામવા જેવું તો એ છે કે નાગના પેટમાંથી કાઢેલાં ફુટ્યા વગરનાં ઈંડાને સેવવાથી એમાંથી બચ્ચાં નીકળે છે કોઇને પ્રશ્ન થશે કે આમાં નવાઇ પામવા જેવું શું છે? ઈંડું ફુટે નહિ તો એમાંથી બચ્ચું નીકળે, એ સ્વાભાવિક છે. પણ નવાઇ પામવા જેવું એટલા માટે કે ઇંડાની અંદર ઉછરતા બચ્ચાને માટે હવા જવા માટે ઇંડાને એક છેડે અતિ સુક્ષ્મ છિદ્ર હોય છે. આ છિદ્ર વાટે, નાગના જઠરમાંનો જલદ પાચક રસ ઇંડામાં પ્રવેશીને બચ્ચાંને કેમ મારી નાખતો નહિ હોય? છતાં નથી મારતું, એ હકીકત છે. પ્રયોગદ્વારા એ સાબીત થયું છે કે ઇંડાના કોટલાને પચતાં ૪૮ કલાક થાય છે. નાગના પેટમાંથી કાઢેલા જે ઇંડામાંથી બચ્ચું નીકળવાની ઉપર વાત કરી, તે તાજા ગળેલા અને પાચક રસ (ઝેર)ની કોટલા ઉપર બહુ અસર થાય તે પહેલાં બહાર કાઢી લીધેલાની છે, એ કહેવાની જરૂર નથી.

આ સિવાય 'માનો યા ન માનો' વિભાગમાં મુકવા જેવી નાગના આહારને લગતી કેટલીક કથાઓ છે. જેવી કે કુતરૂં જેમ હાથમાંથી રોટલાનું બટકું લઈને ખાઈ જાય એમ એક નાગ, એને પાળનાર મદારીના હાથમાંથી લઈને ત્રણ મરેલા ઉંદર એક પછી એક ફક્ત બે મીનીટમાં જ ગળી ગયેલો: બીજો એક નાગ પ્રથમ બે નાનાં દેડકા ખાઈ ગયો અને પછી ત્રણ મધ્યમ કદનાં દેડકાં ખાઇને છેવટે બે ખીસકોલીઓ ચપાટી ગયો; એક રાત્રે એક નાગ બટેરના અડ્ડામાં પેસી ગયો: પરિણામે ત્યાં રહેતાં ૧૩ બટેર મરી ગયાં જ્યારે નાગે ખાધું તો માત્ર એકજ; ફક્ત ચાર ફુટ લાંબો એક નાગ બે ફુટ લાંબી પાટલા ઘો ખાઈ ગયો; સાડા ચૌદ ઇંચનું નાગનું બચ્ચું સાડા તેર ઇંચ લાંબા બીજા સાપને ગળતું હતું; પાંચ ફુટ સાત ઇંચ લાંબો નાગ છ ફુટ લાંબી ધામણ ગળતો હતો, વગેરે. આ બધી વાતો સામાન્ય માણસે કરી હોય તો આપણે ન માનીએ પણ આ તો સર્પવિદ્યાના મોટા મોટા અભ્યાસીઓએ નજરે નિહાળેલી પ્રમાણભૂત વાતો છે.

નાગ પાંચ છ દિવસે એક વાર ખાતો હોવાનું મનાય છે. પાણી એ શોખથી પીએ. નદી તળાવ કે ખાબોચીઆમાં કેવળ આહારાર્થેજ નહિ પણ પાણી પીવા માટે પણ જાય. પાણીઆરામાં કે ન્હાવાની ઓરડીમાં નાગ પાણી પીવા માટે આવતો હોવાની માન્યતા છે, આમ છતાં એ પાણી વગર પણ ઘણા દિવસ સુધી રહી શકે છે.

નાગ સ્વભાવે બીકણ પ્રાણી મનાય છે અને આ માન્યતામાં સત્ય રહેલું છે એમ લેખક અનુભવ ઉપરથી કહી શકે છે. પણ અહિં બીકણ શબ્દનો અર્થ એટલો જ કરવાનો કે જો કંઇ ભય ઉત્પન્ન થયો હોય તો બનતા સુધી એ, ભયસ્થાનમાંથી છટકી જવાનો પ્રયત્ન કરવાનો. દૂરથી કોઇ માણસ નજીક આવતો દેખાય તો એ ક્યાંક લપાઇ જવાનો પણ જો ઓચીંતો કોઇ એની પાસે જઈ ચ્હડે તો જોઈ લ્યો એનો મિજાજ. થથરાવી નાખે એવા સુસવાટા કરતો વીજળીની માફક એકદમ ઉભો થઇ ફેણ પહોળી કરી ઘા કરવાની તૈયારી કરી દેશે. આવા પ્રસંગે જો હીંમત રાખી સ્થિર ઉભા રહીએ તો નાગ થોડીવારમાં શાંત બની ચાલ્યો જાય છે પણ જો હાલ્યા કે એને મારવાનો કે પકડવાનો પ્રયત્ન કર્યો તો એ જરૂર સ્હામો થાય છે અને કરડયા વગર રહેતો નથી. આવે પ્રસંગે નાગ જ્યારે કરડવા માટે જમીન ઉપરથી માથું અદ્ધર લઇ ફેણ પ્રસારીને આગળ પાછળ ડોલન કરી રહ્યો હોય છે ત્યારે એનો દેખાવ ખરેખર ભયંકર લાગે છે, પણ એનો એ જ દેખાવ જો નાગ ઝેરી ન હોત અને કરડતો ન હોત તો કેટલો સુંદર લાગત—જાણે કોઇ માતા બાળકના માથા ઉપર હાથ મુકી આશિર્વાદ આપતી હોય ! સાધારણ રીતે જો નાગને છંછેડયો ન હોય તો કરડતો નથી એ ખરૂં પણ કોઇ કોઇ વ્યક્તિ એવી નીકળી આવે છે કે જે કારણ વગર પણ કરડી ખાય છે. ખાસ કરીને બચ્ચાંઓનો સ્વભાવ એવો હોય છે. આપણે આપણા સીધે રસ્તે ચાલ્યા જતા હોઇએ તો પણ એમને ચેન પડે નહિ, અને આપણે નકામા શિકાર બનવું પડે. ગુસ્સે થયેલો નાગ વધારેમાં વધારે એની લંબાઇના ત્રીજા ભાગ જેટલો જમીનથી અદ્ધર થઇ શકે છે. ફેણ પ્રસાર્યા વગર એ કદી કરડતો નથી.

[ક્રમશઃ]

# ગુજરાતના ધરતીકંપો: ૧

નરસિંહ મુ. શાહ

[ ગુજરાત સંશોધન મંડળના ત્રૈમાસિકના છેલ્લા ખાસ વિજ્ઞાન અંકમા (૧૯૪૨, ૪, ૨૪૦) ડૉ. કાલાપેસીનો "ગુજરાતમા બે ભૂકંપો" Two Earthquakes in Gujarat ) શીર્ષક એક લાંબો માહિતી પૂર્ણ લેખ પ્રસિદ્ધ થયો છે. તે લેખને આધારે 'પ્રકૃતિ'ના વાચકોને આ વિષયની પ્રમાણભૂત માહિતી આપવા આ લેખમાળા શરૂ કરી છે—તંત્રી. ].

જનતામાં સામાન્ય માન્યતા એવી છે કે ધરતીકંપ કુદરતના કોપનું પરિણામ છે. આ માન્યતા સાચી છે કે ભ્રાન્તિભરી, ધરતીકંપ કેવી રીતે થાય છે. તે પરત્વે વિજ્ઞાન કયાં કારણો બતાવે છે અને દુનિઆના અમુક પ્રદેશોમાંજ ધરતીકંપ શા માટે થાય છે: આ બધા સામાન્ય મુદ્દાની વૈજ્ઞાનિક ચર્ચા કરતાં પહેલાં, ગુજરાત–કાઠિયાવાડ–કચ્છમાં અત્યાર સુધી થઇ ગયેલ ધરતીકંપોની વીગત જોઇ જોઇએ.

બૃહદ સૌરાષ્ટ્રમાં અત્યારસુધી નોંધાયેલા ધરતીકંપોમાં બે વિશિષ્ટ છે: પહેલો સને ૧૮૧૯ નો કચ્છનો મહાન ધરતીકંપ, અને બીજો, માત્ર ચાર વર્ષ (સને ૧૯૩૯) ઉપરજ મધ્ય કાઠિયાવાડમાં આવેલ પાળીયાદ ગામમાં દિવસો સુધી ચાલેલ ભૂકંપ.

## ૧. કચ્છનો ધરતીકંપ

સને ૧૮૧૯ નો કચ્છનો કંપ પ્રથમ પંક્તિનો ગણવામાં આવે છે. તેનું સવિસ્તર વર્ણન અને તેને લગતી શાસ્ત્રીય ચર્ચા સર ચાર્લ્સ લાયેલે પ્રગટ કરેલ છે અને ભૂવિદ્યાના સાહિત્યમાં એ સુવિદિત છે, આ ધરતીકંપની દુનિઆના મહાન ધરતીકંપોમાં ગણના થાય છે. તેની અસર હેઠળ આવેલો પ્રદેશ–વિસ્તાર, તેના જોરદાર આંચકા, તેને લીધે જમીનની રચનામાં થયેલ બાહ્ય અને આંતર મોટા ફેરફારો–આ બધી બાબતોમાં આ ધરતીકંપ ન ભૂલાય એવો છે. આ કંપને લીધે કચ્છના રણના અમુક ભાગમાં જબરદસ્ત ભૂસ્તરીય ફેરફારો થઇ ગયા હતા, આ ફેરફારો સમજવા માટે કચ્છના રણની ભૂગોળ જરા જોઈ જઇએ.

પરંપરાએ એમ મનાય છે કે આ રણ પ્રાચીન કાળમાં સમુદ્રનું પ્રવેશદ્વાર હતું. હાલ સમુદ્ર તો પુરાઈ ગયો છે પણ છેલ્લા સૈકાના પૂર્વાર્ધમાં મળી આવેલ કેટલાક પુરાવાના આધારે સંશોધકો પ્રતિપાદન કરે છે કે આ

જગ્યાએ દરિઆઈ બંદરો હોવાં જોઈએ. લંગર અને વહાણોના બીજા અવશેષો પણ ત્યાંથી જડી આવ્યાનું નોંધાયેલ છે. રણની સપાટી અમુક જગ્યાઓએ ઓછા વત્તા ઉંચાણવાળી છે. આ ઉંચાણો રણની સપાટ વેરાન જમીનમાં ટાપુઓ માફક દીસે છે. આમાંનાં કેટલાંક પથ્થરવાળાં, તો બીજાં કેટલાંક રણની સપાટીથી માત્ર થોડા ફૂટ ઉંચા રેતીના નાના ઢગલા જેવાં દેખાય છેઃ ક્યાંક તેના પર થોડું ઘાસ, તો કોઈ જગ્યાએ કાંટાળાં ઝાંખરાં યા નાનાં ઝાડવાં ઉગેલાં દેખાય છે. આવાં ઉંચાણોને 'બેટ' કહેવામાં આવે છે.

અગાઉના કાળમાં લખપત અને કોરીની ખાડી વાટે પશ્ચિમ રણમાં થઈને, હાલ પુરણ નામથી ઓળખાતી ખાડી દ્વારા, એક મોટી નદી વહેતી હતી. આ નદીનો કાંઠા–પ્રદેશ ફળદ્રુપ હતો અને સઈરા ( Sahera ) નામથી મશહૂર હતો. સર એલેકઝાંડર બર્ન્સ માને છે કે કચ્છમાં લખપત, સઈરા અને મુંધન વિસ્તારનો વચલો પ્રદેશ આમાં આવી જાય છે અને તેનો વિસ્તાર સીંદ્રીની ઉત્તરેથી થોડા માઈલ ઉત્તર તરફ હતો. અઢારમી સદીના પૂર્વાર્ધ સુધી આ સ્થિતિ હતી.

ત્યારબાદ ફેરફાર થવા માંડ્યા. સને ૧૭૬૨ પછીના અરસામાં તે વખતના સિંધના રાજકર્તાએ મોરા આગળ બંધ બાંધ્યો અને નદીનો પ્રવાહ જુદી દિશાઓમાં વાળીને નહેરો દ્વારા પોતાના રાજ્યની સરહદમાં લીધો. આ બંધને લીધે કચ્છને પહોંચતું પાણી ઓછું થયું જો કે સદંતર બંધ તો થયું નહીં, પણ નહેરોનાં પાણી પર નભતી ખેતી બંધ પડી ગઈ. પછી તો નદીના પ્રવાહ આડા નીચેવાસ બીજા બંધો બાંધવામાં આવ્યા અને છેવટે સને ૧૮૦૨ માં અલી બંદર પાસે બાંધેલા બંધને લીધે નદીમાં પૂર આવ્યું હોય તોપણ પાણી દરિઆ સુધી પહોંચતું નહીં.

પુરણનો પ્રવાહ આમ અટકાવવાથી ફળદ્રુપ સઈરા પ્રાંત સૂકા રણ જેવો બની ગયો. સર એ. બર્ન્સ એવો અભિપ્રાય ધરાવે છે કે સિંધના રાજકર્તાઓએ સને ૧૭૬૨ માં ઝારાના યુદ્ધમાં સિંધી લશ્કરની હારનું વેર વાળવા આ બંધો બાંધ્યા હતા. સિંધુ નદીના મુખ–પ્રદેશના વિસ્તારની ભૂગોળના જ્ઞાનને અભાવે બર્ન્સે બાંધેલો આ અભિપ્રાય જો કે અકુદરતી નથી તેમજ ખોટો ઠરાવી શકાય એમ નથી. પણ હવે વધારે આધારભૂત કારણ આગળ ધરી શકાય છે.

ઉપરવાસ પુરણ નદી પૂર્વે નરામાં વહે છે અને પછી તેનો પ્રવાહ ફકરા, વંદન યા તો દિંદી રણમાં ગુમ થએલી સરસ્વતીમાં મળે છે. જૂના કાળમાં આ નદી દરિઆમાં પૂર જોશમાં પોતાનાં પાણી ઠાલવતી. બાહુલેક

પંજાબની નદીઓ અને તેમાંય ખાસ સતલજનું પાણી તેમાં ભળતું અને નીચેવાસ સિંધુનો પ્રવાહ મળતો. ૮ થી ૧૬ મા સૈકા પર્યંત પુરણનું વહેણ આ પ્રમાણે હતું. ત્યારબાદ સતલજનો પ્રવાહ બદલાયો અને તે બેઈસ અને સિંધુની શાખા થઈ ગઇ. આ ફેરફાર ક્યારે થયો તેને લગતી તવારીખની ચોક્કસ માહિતી નથી પણ સને ૧૭૬૦ ની આસપાસના સમયમાં સરસ્વતી સૂકાઈ ગઈ અને પુરણમાંથી જે પાણી કચ્છને મળતું તે સરસ્વતીના જૂના રસ્તે નહીં પણ સિંધુમાંથી વધારાના પાણી તરીકે મળવા લાગ્યું. આ પ્રવાહ આડો મોરાનો બંધ આવ્યો. સતલજ અને જમના વચ્ચેના નાના ઝરાઓમાંથી હકરાની ઉપરવાસ કેટલુંક પાણી આવતું અને પૂર્વ નરા તરીકે ઓળખાતા નીચલા ભાગમાં માત્ર સિંધુના પૂરમાંથી છલકાયેલું યા ચોમાસાનું પાણી કેટલેક અંશે આવતું.

બંધ બાંધવા માટે સિંધુરાજ પર દ્વેષનું આરોપણ કરવા કરતાં આ કારણ વધારે બુદ્ધિગમ્ય લાગે છે. આના આધારમાં કેટલોક ટેકો મળી આવે આવે છે. સને ૧૮૨૬ માં સિંધુના કાંઠામાં ભંગાણ પડવાથી પુરણમાં અગાઉ વહેતું એટલું અને એટલા મોટા પ્રમાણમાં પાણી આવ્યું હતું અને તેના આડા જેટલા બંધ હતા તે બધા ધોવાઈ ગયા હતા. સને ૧૮૧૯ માં આવી ભૌગોલિક પરિસ્થિતિ હતી. રણની કિનારથી ઉત્તરાદો એક સપાટ રેતાળ પ્રદેશ આવેલો હતો અને તેમાંથી વહાણ ચાલી શકે એટલી ઊંડી ખારા પાણીની ખાડી આવેલી હતી. આ ખાડી કોઇ એક પ્રાચીન નદીના પટના રસ્તે વિસ્તરેલી હતી.

સને ૧૮૧૯ ના જુન માસમાં એક જબરદસ્ત ધરતીકંપનો આંચકો લાગ્યો અને આખો કચ્છ પ્રદેશ હચમચી ગયો. હજારો કચ્છવાસીઓનો નાશ થયો. દેશની દરેક કિલ્લેબંધીના પાયા ફુટી ઉડયા અને સંખ્યાબંધ મીઠા પાણીની નાની નદીઓ ખારા પાણીની બની ગઈ. સિંધુની પૂર્વ શાખા અને તેના કાંઠાપરના પ્રદેશ-વિસ્તારમાં જે સર્વ વ્યાપી ફેરફારો થયા તેની સરખામણીમાં આ ફેરફારો સાવ નજીવા હતા.

એ યાદગાર દિવસે સૂર્યાસ્ત વખતે કચ્છની મહેસુલી કોઠી, સીંદરીમાં પહેલવહેલો આંચકો લાગ્યો. કચ્છ-સીંધના ધોરી રસ્તાપર અને સિંધુની એક વખતની પૂર્વ શાખાના કાંઠાપર આ કોઠી આવેલી છે, વેપારી માલના રક્ષણ અર્થે બાંધેલો ૧૫૦ ચોરસફૂટનો નાનકડો ઇરાનો કિલ્લો ત્યાં હતો, આ કિલ્લાપર ચોતરફથી સમુદ્રનાં પાણી એકદમ ફરી વળ્યાં અને જે સાવ સૂકો અને કઠણ પ્રદેશ હતો તેની જગ્યાએ સીંદરીની ચોતરફ ૧૬ માઈલના

વિસ્તારવાળું મોટું સરોવર બની ગયું. કિલ્લાની દિવાલોની અંદર પણ બધે પાણી એકદમ ઉભરાઇ આવ્યું અને કિલ્લાનો આંતરભાગ—જ્યાં હીંદી ઇતિહાસની અનેક લઢાઇઓ જામી હતી, ત્યાં તળાવ બની ગયું. ચાર બુરજોમાંથી એકજ ઉભો રહ્યો. ત્યાંના વતનીઓએ એનાપર ચઢીને જીંદગી બચાવી અને આખરે હોડીઓની મદદવડે કોરી જમીનપર પગ મૂકયો.

કુદરતના નોંધવા યોગ્ય ઉલ્કાપાતનો આ એકમાત્ર ફેરફાર નથી. સીંદરીની ઉત્તરે પાંચ માઇલ ઉપર સીંદરીવાસીઓએ વળી નવુંજ દશ્ય નિહાળ્યું: જ્યાં થોડા વખત પહેલાં નીચી અને સપાટ જમીન આવેલી હતી ત્યાં ધૂળ અને રેતીનો મોટો પર્વત ઉભો થયો હતો. પૂર્વ-પશ્ચિમ દિશામાં લગભગ ૧૬ માઇલ સુધી તે વિસ્તરેલો હતો અને ફરાન નદીને સમુદ્રથી કાયમ માટે જુદી પાડી, આખી ખાડીપર સંપૂર્ણ પથરાઇ ગએલો હતો. વસ્તુતઃ આ સમયથી માંડીને સને ૧૮૨૬ પર્યંત મોરાના બંધ અને કુદરતે ઉત્પન્ન કરેલ આ રેતીના પર્વત વચ્ચે સઘળો વ્યવહાર અટકી પડયો હતો. આ રેતીના પર્વતને કચ્છીઓ 'અલ્લાહના બંધ' તરીકે ઓળખતા હતા કારણકે તે કોઈ માનવીનું કામ નહોતું પણ કુદરતનીજ લીલા હતી. અલ્લાહનો બંધ ધરતીકંપને લીધે ઉપસી આવેલ જમીનની એકાદ સાંકડી પટી જેવો ગણાવો ન જોઇએ કારણકે તેનો વિસ્તાર પુષ્કળ છે. લગભગ ૧૬ માઇલ સુધી તે અંદરના પ્રદેશમાં ઘુસી ગયેલ છે અને ક્રમશઃ ઉત્તર તરફ વળતાં ઢળતો ઢળતો જમીનની સપાટી સાથે ભળી જાય છે. આથી તેની પહોળાઇનું ચોકસ માપ કાઢવું અશકય છે. પશ્ચિમે ધારી સુધી—એટલે લગભગ ૧૮ માઇલ, પૂર્વમાં પચ્છમ સુધી એટલે એટલે ૨૪ માઇલ સુધી તેનો વિસ્તાર નોંધાયો છે પણ ધારીની સરહદ ઓળંગીને આગળ પશ્ચિમ તરફ, અને પૂર્વમાં પચ્છમની આગળ કેટલાય માઇલો સુધી આ ભંગાણ વિસ્તરેલું હોવું જોઈએ એમ માનવામાં આવે છે. કચ્છના રણના ઉત્તર ભાગમાં થઇને લગભગ ૮૦ માઇલ સુધી આ જબરદસ્ત ભંગાણ ચાલ્યું હોય એમ પણ માની શકાય. આ ફેરફારોમાં ઉત્તરે ૨૦ ફુટ જમીન ઉંચી આવી (પ્રથમ પાણીની સપાટી કરતાં જમીન ૨૦ ફુટ ઉંચી હતી) અને ૧૦ ફુટ નીચે ગઇ એટલે એકંદરે ૩૦ ફુટ ઉભી હીલચાલ થઇ હતી.

અલ્લાહના બંધ ઉપરાંત બીજા કેટલાય આવા ફેરફારો સર બર્ન્સે તૈયાર કરેલ નકશાપરથી જાણી શકાય છે. બલિયારીની દક્ષિણે અને ત્યાંથી પચ્છમના રસ્તાપર રણમાં એક નાનકડો ટાપુ આવેલો છે. ધરતીકંપ પહેલાં, આ ટાપુ મુખ્ય પ્રદેશ સાથે જોડાયેલો હતો. એવી નોંધ મળી આવે છે કે

સીંદરીની આસપાસ જમીનમાં પડેલું પોલાણ થોડાં અઠવાડિયાં યા મહીનામાં અમુક અંશે પૂરાઈ ગયું હતું. એનો ખુલાસો આ પ્રમાણે કરી શકાય: અહીંની શિલાઓ પર જે ભાર પડેલો તે, બંને બાજુની જમીનમાં ભંગાણ પડવાથી યા પડો આઘાં પાછાં ખસવાથી, કમી થયો અને ભાર ઓછો થવાથી મૂળ સ્થિતિસ્થાપક હલન પાછું આવ્યું એટલે અમલ વસ્તુસ્થિતિ પાછી આવી. જો કે એથી પડોનું લેવલ તો બદલાઈ ગયું.

(કચ્છના ધરતીકંપની તીવ્રતામાં આવા અકળ ફેરફારો થયેલા જોઈને ઓલ્ડહામ એવું સૂચન કરે છે કે આ કંપનું ખરું કારણ, ઉંડાણમાં આવેલી શિલાઓની જાતમાં એકદમ થયેલા ફેરફાર છે. આવા ફેરફારો જ આંચકાની ઉત્પત્તિનું કારણ છે, એમ ઓલ્ડહામ માને છે, અને શિલાઓ એક બાજુથી બીજી બાજુએ ખસે એટલે જે ફેરફાર થાય [ faulting ] તેને ગૌણ કારણ ગણે છે.)

આ ધરતીકંપની અસર આખા કચ્છપ્રદેશ પર થઇ હતી. લગભગ બધા કિલ્લાઓ જમીનદોસ્ત થઈ ગયા હતા. ભૂજમાં લાગેલા આંચકા ખૂબ જોરદાર હતા. જેને લીધે ગામનો મોટો ભાગ તથા કિલ્લેબંધી નાશ પામી હતી અને ૧૧૪૦ માણસો દટાઈ મૂવાં હતાં. અંજારમાં પણ એમ જ થયું હતું પણ પ્રમાણમાં નુકશાન વધારે હતું. દેશભરમાં જમીન ખસી ગયાના બનાવો સંખ્યાબંધ હતા અને આખા પ્રદેશમાં વિસ્તરાયેલા હતા. ધરતીકંપ વખતે લગભગ દરેક નાની મોટી ટેકરી યા પર્વતમાળા-- પરથી ધૂળના ગોટે ગોટા ઉડતા દેખાતા હતા. ઉંચો ઉડતો ધૂમાડો પણ ઘણાંના જોવામાં આવ્યો હતો તેમજ કેટલીક જગ્યાએ તો અગ્નિજ્વાળાઓ પણ ક્ષણભર દેખાઈ હતી. રણમાં રેતી અંદર ધસી ગયાના અને બહાર નીકળી આવ્યાના બનાવો પુષ્કળ બન્યા હતા. આવા બનાવો ધરતીકંપનાં મધ્યબિંદુના ક્ષેત્રમાં બને છે. કચ્છનો લગભગ કોઈપણ ભાગ આ ધરતીકંપની અસરમાંથી બચ્યો ન હતો. ચોમાસા સિવાય કચ્છની નદીઓ સૂકી હોય છે યાતો એમાં નામનું પાણી હોય છે. પણ સ્થાનિક અહેવાલો પરથી જણાય છે કે ધરતીકંપના આંચકા વખતે લગભગ બધી નદીઓ થોડીક ક્ષણો સુધી તો બે કાંઠે ઉભરાતી હતી અને કેટલીકમાં તો આશરે અડધો કલાક સુધી પાણી ભરેલું રહ્યું હતું. જો કે ખીણોમાં આવેલી રેતીના પટવાળી નદીઓમાં જ આવું થયું હતું. કુવાઓમાં પણ પાણી છલોછલ ઉભરાઈ આવ્યું હતું, કેટલાય કુવા તુટી પડયા હતા. પુષ્કળ જગ્યાઓએ ૧૨-૨૦ ફૂટ વ્યાસના ગોળ ખાડા પડયા હતા અને તેમાંથી પાણીના ખૂબ ઉંચા ફુવારા ઉડયા હતા અને પાછા સમાઈ ગયા હતા.

આંચકાનું ઉપરનું વર્ણન અને તે પછીના બીજા આંચકાઓનો હેવાલ એમ દર્શાવે છે કે આ ધરતીકંપના મધ્યબિંદુનું ક્ષેત્ર કચ્છમાં આવેલું હતું. અંજારમાં કેટલાકને ખાત્રી થઈ હતી કે આંચકો તદ્દન ઉપરની દિશામાં હતો. એ ચોક્કસ લાગે છે કે ધરતીની ગતિમાં એક જબરદસ્ત ઉભો અંશ હતો. ધરતી પાણીના મોજાંની માફક સખ્ત ધ્રુજતી હતી એટલે માણસને પગ પર ઉભા રહેવાનું મુશ્કેલ હતું. સપાટી પર મોજાં જેવી ધ્રુજારી સ્પષ્ટ દેખાતી હતી. બનાવોની વીગત જોતાં, આ મધ્યબિંદુનો પ્રદેશ કાઠિયાવાડ તરફ પ્રસર્યો હોય એમ લાગે છે. જોડીઆ આખું નાશ પામ્યું: તેની કિલ્લેબંધી હાલી ઉઠી અને કેટલીક જગ્યાએ તો જમીનદોસ્ત થઇ ગઇ. પશ્ચિમ તરફના ખુલ્લા પ્રદેશમાં જમીનમાં તડો પડી અને કાળી રેતીયા અને કાંકરીઆ જમીન નીકળી આવી. કહીંક તો કાળી ભીની માટી પણ નીકળી હતી. આ જ વખતે જેસલમેરમાં લાગેલો આંચકો એકદમ સજ્જડ હતો. ત્યાં જીંદગીનું નુકશાન પણ ભયંકર હતું. એક જગાએ લગ્ન ઉજવાતું હતું, એના જમણવારમાં પંક્તિમાં બેઠેલાં ૫૦૦ માણસો પડતાં ઘરોની નીચે દબાઇ ગયાં હતાં. ગૂજરાતમાં, અમદાવાદમાં પણ સખ્ત આંચકા લાગ્યા હતા, જેને પરિણામે સુલતાન અહમદની મોટી મસ્જીદ નાશ પામી હતી. ખેડા, વડોદરા, ભરૂચ અને સુરતમાં પણ આ ધરતીકંપની અસર પહોંચી હતી. એટલું જ નહીં પણ મુંબઈ, મદ્રાસ અને કલકત્તા સુધી એના આંચકા લાગ્યા હતા. [ક્રમશઃ]

## સમૃદ્ધ સંખ્યાબળ

છેલ્લી ગણતરી પ્રમાણે કીટક સમાજમાં એકંદર ૯ નાતો અને ૬,૨૫,૦૦૦ જાતો (સ્પીશીઝ) છે; આ મુજબઃ

| | | | | | |
|---|---|---|---|---|---|
| ધનેરાંનો | વર્ગ | (કોલીઓપ્ટેરા) | = | ૨,૫૦,૦૦૦ | જાતો |
| પતંગીયાંફૂદાં | ,, ,, | (લેપીડોપ્ટેરા) | = | ૧,૨૦,૦૦૦ | ,, |
| કીડીભમરી | ,, ,, | (હાઇમેનોપ્ટેરા) | = | ૮૬,૦૦૦ | ,, |
| માખીઓ | ,, ,, | (ડીપ્ટેરા) | = | ૭૫,૦૦૦ | ,, |
| માકણ | ,, ,, | (રહિન્કોટા) | = | ૫૫,૦૦૦ | ,, |
| તીડ | ,, ,, | (ઑરથોપ્ટેરા) | = | ૧૯,૦૦૦ | ,, |
| ઉધાઈ | ,, ,, | (ન્યુરોપ્ટેરા) | = | ૧૬,૦૦૦ | ,, |
| પાંખો વિનાનાં | ,, ,, | (અપ્ટેરા) | = | ૧,૫૦૦ | ,, |
| પદ્સુરણ | ,, ,, | (થીસાનોપ્ટેરા) | = | ૭૦૦ | ,, વગેરે. |

જગશ્રેષ્ઠ વનસ્પતિ ઉદ્યાન 'કયુ'ના વિધાયક

# સર વિલીયમ જેક્સન હૂકર

શ્રીપાદ લક્ષ્મણ આજરેકર

(સૃષ્ટિજ્ઞાન, નવે. ૧૯૩૨)

ગ્રેટ બ્રીટનમાં જે અનેક ધુરંધર વનસ્પતિશાસ્ત્રવિદો થઈ ગયા છે, તેમાં સર વિલિયમ જેક્સન હૂકરને અત્યંત ગૌરવભર્યું સ્થાન અપાય છે. લંડન પાસે આવેલા 'ધી રોયલ બોટેનીક ગાર્ડન્સ, કયુ' અથવા ટૂંકમાં 'કયુ ગાર્ડન્સ' નામથી જગપ્રસિદ્ધ બનેલા વનસ્પતિ-ઉદ્યાનની સ્થાપના અને ખીલવણીઃ આ સર વિલિયમ હૂકરની મુખ્ય કામગીરી હતી. એ ઉપરાંત અજોડ વનસ્પતિસંશોધક અને એ શાસ્ત્રના સમર્થ અધ્યાપક તરીકે પણ એણે અત્યંત ઊંચું સ્થાન પ્રાપ્ત કર્યું હતું.

વિલિયમ જેક્સન હૂકરનો જન્મ ઇગ્લંડના નોરીચ ગામમાં તા. ૬ જુલાઈ ૧૭૮૫ના દિવસે થયો હતો. એના પિતા વેપારી હોવા છતાં વનસ્પતિ-સંવર્ધનના ભારે રસિયા હતા અને એથી એમણે નિવડુંગ (કંટાળો થોર) જેવી અપર્ણ વનસ્પતીઓનો સારો સંગ્રહ એમના બગીચામાં કર્યો હતો. એનો એક મામો ચિત્રકાર તરીકે ભારે પ્રતિષ્ઠા પામ્યો હતો. આમ હૂકરની વનસ્પતિવિષયક આવડત બાપ પાસેથી અને ચિત્રકલાનો શોખ મોસાળ પક્ષથી મળ્યાં હતાં.

હૂકરની બચપણની કેળવણી વિષે ઝાઝી માહીતી મળતી નથી. એ નોરીચની નીશાળમાં ભણવા જતો અને ઘર આગળ હોંસથી કીટકશાસ્ત્ર અને ચિત્રકળાનું શિક્ષણ લેતો. એ સાથે સૃષ્ટિજ્ઞાન વિષયના તેમ જ પ્રવાસના ગ્રંથો વાચવાનો પણ એને ભારે નાદ હતો. માત્ર આટલી માહિતી એની પ્રાથમિક કેળવણી સંબંધે જાણવામાં આવી છે. એક સંબંધીનો વારસો મળવાથી ઉદર પોષણની ચિંતામાંથી એ નાનપણથી જ મુક્ત થયો હતો એટલે પ્રાથમિક શિક્ષણ પૂરું થતાં જ એણે ખેતીવાડી અને એના અંગના અન્ય વિષયોનું શિક્ષણ તથા વ્યવસ્થાનો અનુભવ લેવા પૌલ નામના જમીનદારના ત્યાં કેટલોક વખત ઉમેદવારી કરી હતી. તે સિવાય શાળા પાઠશાળા કે વિદ્યાપીઠનું કોઈ પણ જાતનું શિક્ષણ એને મળ્યું નહતું.

પેટ ખાતર નોકરી ધંધા માટે શિક્ષણ લેવાની જરૂર ન હતી છતાં બીજા પૈસાદારો કે જમીનદારોના છોકરાઓ પેઠે આળસુ બની વ્યસનમાં

વખત ન બગાડતાં સૃષ્ટિશાસ્ત્રના અભ્યાસમાં ચિત્ત પરોવ્યું. આરંભમાં એણે એના ગામના સીમાડાનાં પંખીઓનું સૂક્ષ્મ અવલોકન કર્યું. ગામે ગામનાં પંખીઓને ભેગાં કરી, એમના નમૂનાઓ કરીને અને ચિત્રો દોરીને એણે એક મોટો સંગ્રહ રચ્યો. એ સાથે એણે પંખીઓના જીવનવ્યવહારનો તેમ જ એમનાં વિવિધ ગાનનો પણ અભ્યાસ કર્યો. આ બંને અભ્યાસમાં થોડી જીવહત્યા અનિવાર્ય હતી છતાં હૂકરને કોઈ પણ પ્રાણીનો વધ કરતાં અત્યંત ત્રાસ થતો. કેવળ શોખ ખાતર કે શિકારદ્વારા પેટ ખાતર એ કદી પણ જંગલી પ્રાણીઓનું હનન કરતો નહતો. પોતાના સંતાનોને કીટકવિદ્યા ભણાવતાં કદી કદી જીવડાં મારવાં પડતાં તો તે પણ અત્યંત ઓછા પ્રમાણમાં અને બને તેટલી ઓછી પીડા કરીને મારવાનો એ આગ્રહ રાખતો.

વીસ વરસની ઉંમર થતાં પહેલાં પણ હૂકરે કીટકવિદ્યામાં એટલું કિંમતી સંશોધન કર્યું હતું કે એના જ્ઞાનથી મુગ્ધ બનીને, કરબી (Kibry) નામના સમર્થ કિટકવિદ્વાંવરે એક વિશિષ્ટ કીટકને હૂકરના નામ સાથે જોડીને એની કદર કરી હતી.

હૂકરનું લક્ષ વનસ્પતીઓ તરફ ક્યારે ખેંચાયું એ કહી શકાતું નથી પરંતુ સને ૧૮૦૫માં એણે 'બુક્સબૌમિયા આફાયલા' નામની (હાલ પણ અર્ધજાણીતી) શેવાળ શોધી કહાડી–એવો ઉલ્લેખ મળી આવે છે. વળી એ વખતના એના પત્રવ્યવહાર પરથી એવું અનુમાન પણ કરી શકાય છે કે એણે એકવીશ વરસના વય પહેલાં જ નૉરીચ પરગણાની તમામ સપુષ્પ અને અપુષ્પ વનસ્પતીઓનો પૂરો પરિચય કરી લીધો હતો. 'બુક્સબૌમિયા'ને શોધી કહાડવાને લીધે હૂકરને ટર્નર નામના એ વખતના પ્રસિદ્ધ અને વિદ્વાન શાસ્ત્રજ્ઞનો પરિચય થયો અને એ દ્વારા એના ભાવિજીવનને વિશિષ્ટ ઝોક મળ્યો.

સને ૧૮૦૬માં હૂકરને લંડનની લીનીયન સોસાયટીના સભ્ય થવાનું માન મળ્યું. એ જ વરસમાં લંડન જતાં એને જોસેફ બૅન્કસ, કોનીન, વગેરે વિખ્યાત વનસ્પતિશાસ્ત્રીઓ સાથે પરિચય થયો. સર જોસેફ બૅન્કસે હૂકરની વનસ્પતિશાસ્ત્ર વિષયક જિજ્ઞાસા અને પ્રવાસની ઉત્સુકતાને ઉત્તેજન આપ્યું. સને ૧૮૦૬ થી ૧૮૦૯ના ગાળાનો મોટો ભાગ હૂકરે લંડનમાં બ્રીટીશ મ્યુઝિયમ, લીનીયન સોસાયટી અને બૅન્કસના અંગત વનસ્પતિસંગ્રહ તથા પુસ્તકાલયનો લાભ લેવામાં ગાળ્યો. એ સાથે એણે અનેક સમાનશીલ શાસ્ત્રજ્ઞોનો પરિચય પણ કરી લીધો. આ જ સમય દરમ્યાન સ્કૉટલૅન્ડ અને આઈર્લૅન્ડની વનસ્પતીઓના સંશોધન અર્થે એ દેશોનો પ્રવાસ કરવા

ઉપરાંત હૂકરે ટર્નરને એનો 'હિસ્ટોરીયા ફ્યુકોરમ' નામનો વનસ્પતિશાસ્ત્રનો મહત્ત્વનો ગ્રંથ તૈયાર કરવામાં પણ મદદ કરી. આ ગ્રંથમાંનાં ૨૫૮ રંગી ચિત્રોમાંનાં ૨૩૧ ચિત્રો હૂકરે જાતે દોરી આપ્યાં હતાં. આ જ ગાળામ એના પોતાના 'બ્રિટીશ યુંગર્માનિઢ' અને 'મ્યુસિ નેપાલેન્સિસ' ('નેપાળન શેવાળ') નામના ગ્રંથોની તૈયારી ચાલતી હતી. આ ઉપરથી કેવળ વિદ્યાવ્યાસંગ ખાતર કરેલા એના પ્રખર ઉદ્યોગની કંઈક કલ્પના આવશે.

આઈસલૅન્ડના પ્રવાસમાં ભેગા કરેલા વનસ્પતીઓના તમામ નમૂના વહાણમાં આગ લાગવાથી ભસ્મીભૂત થઈ ગયા એથી વનસ્પતિશાસ્ત્રની દષ્ટિએ ભારે નુકશાન થયું પરંતુ એ નમૂનાઓ વિષયમાં હૂકરે કરેલી નોંધોનો કેટલોક ભાગ બચી જવા પામ્યો હતો. એ ઉપરથી અને મિત્રમંડળ પાસેથી બીજાં કેટલાંક સાધનો મેળવીને એણે આઈસલૅન્ડના પ્રવાસનો મહત્ત્વનો ગ્રંથ પ્રસિદ્ધ કર્યો.

સને ૧૮૦૯ માં ઉપર જણાવેલા ટર્નરે હૂકરને પોતાના દારૂ ગાળવાના કારખાનામાં ભાગીદાર કર્યો અને સને ૧૮૧૫માં પોતાની મોટી પુત્રી હૂકરને આપી. દારૂ ગાળવાના ધંધાની રજ પણ આવડત હૂકરને નહતી એટલે એણે તો પોતાના પ્રિયવિષય વનસ્પતીનો અભ્યાસ અવ્યાહત ચાલુ રાખ્યો. સને ૧૮૧૬માં એનો 'બ્રિટીશ યુંગર્માનિઢ' સુંદર સચિત્ર ગ્રંથ પ્રસિદ્ધ થયો. હવે હૂકરનો જગતના સમર્થ વનસ્પતિવિદો સાથે સંબંધ બંધાઇ ગયો હતો અને એને લીધે એની વનસ્પતિઓ વિષયક લેખનપ્રવૃત્તિ અને પત્રવ્યવહાર પ્રવૃત્તિ અત્યંત વધી ગઈ હતી. ધંધા તરફની એની બેદરકારીને લીધે કારખાનામાં ભારે ખોટ આવી અને એથી, જો કે એની રહેણીકરણી અત્યંત સાદી હતી છતાં, પુસ્તકો ખરીદવામાં અને પ્રસિદ્ધ કરવામાં તેમજ વધતા જતા પરિવારને લીધે એ નાણાંની ભારે મુંઝવણમાં આવી પડ્યો. આ વખતે એને સર જોસેફ બૅન્કસની ઓળખાણ કામ લાગી અને એની ભલામણથી એ સને ૧૮૨૦માં ગ્લાસગોના વિદ્યાપીઠમાં વનસ્પતિશાસ્ત્રના પ્રધાનાધ્યાપકના પદે નીમાયો અને સને ૧૮૪૦ સુધી એ પદ પર રહ્યો.

અધ્યાપક થવાથી હૂકરને અત્યંત યશ મળ્યો. એની ઊંચી દેહદષ્ટિ, રૂવાબદાર ભરાઉ ચહેરો, બુલંદ અવાજ, ઉત્કૃષ્ટ વક્તૃત્વ અને ઊંચા પ્રકારની સભ્યતા – આનાં સ્થળે સ્થળે વખાણ થવા લાગ્યાં. વિદ્યાર્થીઓના શિક્ષણમાં ધ્યાન આપવા ઉપરાંત એ એમની રમતગમતમાં પણ ભળી જતો. બીજી બાજુ વનસ્પતિવિષયક સંશોધન અને લેખનવ્યવસાય તથા પત્રવ્યવહાર પણ ધમધોકાર ચાલતો હતો. એના ખાનગી વનસ્પતિસંગ્રહ અને ગ્રંથ-

હૂકરની કીર્તિ પણ ફેલાવા લાગી અને અનેક નાના મોટા અભ્યાસીઓને એની પાસેથી પ્રેરણા અને પ્રોત્સાહન તથા માર્ગદર્શન મળવા લાગ્યાં.

સને ૧૮૩૭માં મહારાણી વિક્ટોરીઆનો રાજ્યાભિષેક થયો. તે વખતે લંડન પાસેના રાજકુટુંબની ખાનગી માલીકીના 'ક્યુ' નામના બગીચાની વ્યવસ્થાનો પ્રશ્ન ઊભો થયો. અનેક વિચારને અંતે આ બાગ દેશને સોંપવાનું અને એને વનસ્પતીઓના ઉછેર તથા સંગ્રહનું રાષ્ટ્રીય કેન્દ્ર બનાવવાનું નક્કી થયું. આ મહત્ત્વની કામગીરીનો ભાર હૂકર ઉપર નાખવામાં આવ્યો અને સને ૧૮૪૦માં એણે 'ક્યુ' ઉદ્યાનના પહેલા ડીરેક્ટરનું સ્થાન લીધું. પૈસાની તંગી, શાસ્ત્રીય સંશોધનમાં અધિકારી વર્ગનું અજ્ઞાન અને અવિશ્વાસ; પૂરતા મદદગારનો અભાવ, વગેરે અનેક અડચણો છતાં કેવળ કર્તવ્ય પ્રેમથી પ્રેરાઇને હૂકરે ભગીરથ પ્રયત્ને જીર્ણ અરણ્ય જેવા 'ક્યુ'માં અદ્ભુત પરિવર્તન લાવી મૂક્યું. એના હાથે નવજીવન પામેલું આ ઉદ્યાન આજે જગતભરની વનસ્પતીઓના સંપૂર્ણ સંગ્રહવાળું અને બર્લિનના વનસ્પતિ—ઉદ્યાનને બાદ કરીએ, તો વિશ્વમાં સર્વશ્રેષ્ઠ અને અજોડ બની ગયું છે. હૂકરની દીર્ઘદૃષ્ટિ અને અથાગ પરિશ્રમનો એ પરિણામ. પૃથ્વીના જૂદા જૂદા ભાગોમાંથી વનસ્પતીઓ ભેગી કરીને એમાં વાવીને, તેમનાં સંવર્ધન, પોષણ, વર્ણન, ગુણધર્મસંશોધન, વગેરે વ્યવસાયના મુખ્ય કેન્દ્ર રૂપે 'ક્યુ' બાગે બ્રિટીશ સામ્રાજ્યની ભારે સેવા કરી છે. મેલેરીઆ તાવનું શત્રુ ક્વીનીન, પેરૂ (અમેરીકા)ના પ્રદેશમાંથી 'ક્યુ' ગાર્ડન્સ દ્વારા જ આપણાં ત્યાં આવ્યું છે. ભારતવર્ષના વિવિધ પ્રાન્તોમાં પ્રવાસ તથા સંશોધન કરીને અનેક વનસ્પતિવિદોએ ભેગા કરેલા નમૂનાઓના સંગ્રહ પણ 'ક્યુ'માં રાખવામાં આવ્યા છે. એ વનસ્પતીઓનાં સચિત્ર વર્ણનો પણ ત્યાંથી જ પ્રસિદ્ધ થયાં છે. આ ઉપરથી 'ક્યુ' ગાર્ડન્સની કામગીરીની મહત્તાનો આછો પણ ખ્યાલ આવશે. એના ડીરેક્ટરનું જવાબદારી ભર્યું સ્થાન હૂકરે પોતાના આયુષ્યના અંત સુધી સંભાળ્યું અને સને ૧૮૮૫ના ઑગસ્ટની બારમી તારીખે એંશી વરસની પાકટ વયે એ અવસાન પામ્યો. એના ઉત્તરાધિકારી તરીકે એનો જ પુત્ર જોસેફ ડાલ્ટન હૂકર 'ક્યુ'ના ડીરેક્ટર પદે આવ્યો હતો.

સર વિલિયમ ૭ ફુટથી ય ઊંચો અને અત્યંત ચપળ અને માંસલ દેહવાળો હતો. એની શારીરિક શક્તિ અદ્ભુત હતી. એક દિવસમાં એ સાઠ માઇલ પગપાળો પ્રવાસ સહેજે કરી શકતો! એ જ પ્રમાણે માનસિક શ્રમ કરવાની એની શક્તિ પણ લોકોત્તર હતી. એકવીસ વરસની ઊંમરથી

(અનુસંધાન પૃ. ૪૩ ઉપર)

# ગુજરાતની પ્રકૃતિના અભ્યાસનાં સાધનો

હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય

ગુજરાત, કાઠિઆવાડ અને કચ્છનાં પ્રાણીઓ, વગેરેનાં અભ્યાસ અવલોકન કરનારને, એ દિશામાં આજસુધી કેટલું જાણવામાં આવ્યું છે તેમજ કયાં ક્ષેત્રો હજુ અણખેડયાં રહ્યાં છે, તેનું ભાન થાય અને અન્ય અભ્યાસીઓના અનુભવ સાથે પોતાના અવલોકનને સરખાવવાની સરળતા થાય, એ હેતુથી આ વિભાગ શરૂ કર્યો છે. આમાં પુસ્તકરૂપે અને માસિકો, વગેરેમાં લેખ રૂપે પ્રસિદ્ધ પામેલા સાહિત્યની યાદીઓ આપવા ઉપરાંત, ગુજરાતના જાહેર ખાનગી પ્રાણિ-વનસ્પતિ સંગ્રહોનો પરિચય કરાવવાનો પણ ઇરાદો છે.
—તંત્રી

## ૧. બૉમ્બે નેચરલ હીસ્ટરી સોસાયટીનું જર્નલ:

### અ પ્રાણીઓ

Vol.Prt.Page

### ૧. સસ્તન વંશ

1 2 71 EHA: Newnham's Notes ob Albinism in Cutch; Bhalu in Cutch; Kharaghoda Notes
2 1 30 Steel: Parasites in the Wild Ass of Cutch
4 2 153 Littledale: Sambhar Horns, Arni, etc.
5 4 416 „ Tiger's Milk as medicine
7 2 253 Scott: Tigers eating their young (Palanpur)
7 3 405 Buckley: Curious Tumour on a Black Buck (Nalbavali)
7 3 407 Olivier: Panther eating a Panther (Ahmedabad)
7 4 494 Littledale: Notes on Wild Dogs in Tapti Valley
7 4 554 Waddington: Wolf Hunting (Rajkot)
3 3 430 Harrington: Asiatic Wild Ass (Kathiawad)
4 563 O'Donell: Wolf-Cubs (Malia)
3 532 Jackson: Wounded Limbs carried in mouth (Kathiawad)
4 696 Lester: Panther Killing by Kathiawar Villagers
2 274 Thomas: Bats from Surat
2 298 Blanford: Large indian Squirrel (Dang)
2 310 Betham: Kol Bhalu (Baroda)
3 550 Wallinger „ „ (Panchmahal)
1 739 „ Panther's ways (Panchmahal)
226 Lester: Curious conduct of a Panther (Revakantho)
410 Ferris: A mark of Man Eating Tiger (Sadra)
699 Pratt: Musk Rat attacking a Toad (Baroda)
700 „ Squirrels and Satbhai (Baroda)

14 1 146 O'Brien: Hyaenas hunting with Jackals (Amareli)
15 3 516 Mosse: Some Panther Notes (Sadra)
16 3 503 Hudson: Breeding of Nilgai (Thasara)
16 4 743 Medlicot: Wild Boar without Testes (Ahmedabad)
16 4 756 Fenton: Tiger Hamstringing their Prey, etc. (Danta)
19 1 4 ,, Kathiawar Lion
20 2 513 Heath: Panther near Ahmedabad
20 3 737 Fenton: Kathiawar Lion
20 3 849 Rao Khengarji: Deformed Chinkara (Bhuj)
21 1 238 ,, Bear and Lion in Cutch
21 2 647 Mosse: Measurements of Gujarat Panthers
21 3 826 Crump: Mammal Survey, III: Cutch
21 4 1319 Carter: Cannibalism among Panthers (Veraval)
21 4 1319 Mosse: Number of caudal vertebrae of Panthers (Palanpur)
22 1 202 Fenton: Hedgehog in Gujarat
22 2 390 Brookfox: Boldness of Panthers (Junagadh)
22 2 390 ,, ,, Chinkara suffering from Gumea-Worm (Junagadh)
22 3 464 Crump: Mammal Survey, X: Kathiawar
22 4 684 ,, ,, ,, △ Abu and Palanpur
22 4 789 Smith: Mongoose vs Cobra (Bhuj)
23 1 145 Raingrow: Hyaena's Tongue and Fat as medicine (Deesa)
23 2 343 Bourke: Panthers and Pariah Dogs (Godhra)
23 4 775 Fenton: Barking Deer, etc. in Kathiawar
24 2 354 Heath: Man mauled by Bear, △ Abu
25 1 147 Rendall: Kathlawar Black Buck (Gir)
26 2 660 O'Brien: Mongoose Killing a Hedgehog (Porbandar)
27 1 398 Fenton: Hunting-Leopard in Kathiawar
28 1 274 O'Brien: Effect of Scorpion Sting on Dog (Bhuj)
30 1 218 Wilson: Panther at Kharaghoda
30 4 909 Vijayaraj: Abnormal feet of Panther (Bhuj)
34 2 350 Mosse: Panther as I have known him, I, II (Mahikantha)
34 3 673 ,, ,, ,, ,, ,, III ,,
34 4 1015 ,, ,, ,, ,, ,, IV ,,
34 4 1053 ,, Food of the Vampire Bat (Bhavnagar)

38 1 181 Cadell: Record Indian Lion (Junagadh)

" " " " Anti-Rabic Treatment of Indian Lion (Bhavnagar)

38 2 382 Pecock: Pair of Ind. Lions presented to British Museum (Junagadh)

38 4 812 Acharya: Roosts of Fying Fox (Ahmedabad)

40 4 737 " Tree Mouse in Spiders' Nest (")

40 4 739 " Number of young of Vandeluria (Indian Tree Mouse) (Ahmedabad)

41 4 895 Moses: Whales in Baroda Waters

42 4 929 Trivedi: An Albino Nilgbai (Palitana)

## ૨. પક્ષિ વંશ

1 2 29 Littledale: Notes on 'The Birds of Bombay' by Lt. H. E. Barnes

1 4 194 " Birds of South Gujarat

2 1 55 Newnham: Bird Nesting Notes from Cutch

3 4 295 Barnes: Nesting in Western India

4 1 1 " " " "

4 2 83 " " " "

4 4 237 " " " "

5 1 1 " " " "

5 2 97 " " " "

5 3 305 Littledale: Painted Sandgrouse Near Baroda

5 4 315 Barnes: Nesting in Western India

5 4 416 Littledale: Bengal Watercock in Gujarat

6 1 1 Barnes: Nestlng in Western India

5 2 129 " " " "

3 3 285 " " " "

3 417 Hore: Taming a Heron (Deesa)

4 501 Buckley: Crested Grebe breeding in India (Kharaghoda)

2 256 Olivier: Geographical Distribution of Pintailed Snipe (Ahmedabad)

4 544 Buckley: Birds Breeding in Kharaghoda

4 553 Lester: Ducks (Bhuj)

1 148 Buckley: Sarus Breeding in April (Kharaghoda)

1 148 Newnham: Habits of an Indian Robin (Ahmedabad)

8 2 309 Ommancy: A Friendly Bulbul (Panchmahal)
8 2 325 Buckley: Birds Breeding in Kharaghoda
8 4 553 Rao Khengarji: Flamingo Breeding (Cutch)
9 2 223 Vidal: Hybrid Francolins (Deesa)
9 2 228 Buckley: Eggs of Bustard (Kharaghoda)
10 4 695 Lester: Marshall's Iora in Cutch
11 1 159 Betham: Nidification of Thick-Billed Flower-pecker (Baroda)
11 1 161 Littledale: Blue Rock Thrush (Baroda)
11 1 168 Lester: Late stay of Wild Fowl (Chuch, Bhuj)
11 2 316 Betham: Nesting of White Browed Bush Bulbul (Baroda)
11 2 321 Lester: Flamingo Breeding in India (Bhuj)
11 2 321 " Late stay of Water Fowl (Bhuj)
11 2 321 " Occurrence of Water-Cock in Cutch.
11 2 338 Littledale: Notes on ".Hume and Marshall-Sarus" (Baroda)
12 1 221 Betham: Nests around Baroda
12 2 429 Barton: Clucking Teal in Gujarat (Jorajuval, Ahmedabad)
12 3 572 Nurse; Birds flying against windows (Deesa)
12 3 572 " Food of Indian Grey Shrike (Deesa)
13 4 704 Buckley: Nidification of Spotted Sandgrouse (Kharaghoda)
14 1 172 Nurse: Abundunce of Sandgrouse at Deesa
14 1 179 Buckley: Nidification of the Desert Sand Lark (Kharaghoda)
14 2 387 Nurse: Sandgrouse in North Gujarat (Deesa)
15 1 334 *Mosse: Incubation of Cuckoo's Eggs (Sadra)*
15 3 515 " Occurrence of Cotton Teal in Gujarat (Sadra)
15 4 706 Rao Khengarji: Flamingo Breeding in Runn
16 3 507 A. D. Radcliffe: Cutch: Eagles and Falcons
17 4 1028 Cadell: Gujarati Names of Ducks in Null
18 4 909 "Field"—Florican Shooting in Kathiawar
19 1 262 Rao Khengarji: Lesser Flamingo in Cutch
19 2 524 O'Brien: Nidification of Sarus Crane (Talod)

19 4 995 Rao Khengarji: Lesser Florican out of season (Wadhwan

20 1 218 Mosse: Late Breeding of Sarus (Mahikantha)

20 2 513 „ Lesser Flamingo in Kathiáwar (Okhamandal)

20 3 856 „ Ducks in Okhamandal

21 2 678 Vijayaraj: Goose shooting in Cutch

21 2 684 Burton: Marbled Duck at Baroda

21 4 1333 Carter: Bustard in Kathiawar (Veraval)

22 2 395 Brook Fox: Voracity of Vultures in Gir

22 3 630 Vijayaraj: Grey Quail in Cutch and Kathiawar

26 2 667 O'Brien: Grey Shrike attacking a wounded Sandgrouse (Porbandar)

28 1 284 „ Nidification of King Vulture (Bhuj)

28 3 807 „ Food of Shikra (Bhuj)

28 4 1130 „ Common Indian Bee Eater (Bhuj)

30 1 225 Wilson: Snipe on Dry Stony Ground (Kharaghoda)

31 2 526 Vijayaraj: An Albino Bustard (Bhuj)

35 2 455 Acharya: Magpie Robin in North Gujarat (Ahmedabad)

„ „ „ „ Pied Crested Cuckoo (Ahmedabad)

35 4 898 Vijayaraj: Bronze Capped Teal in Cutch

36 4 996 Acharya: Speed of Pied Wagtail (Ahmedabad)

37 2 490 „ Nesting Habits of Blue Rock Pigeon (Ahmedabad)

38 2 403 „ Speed of Golden Oriole (Ahmedabad)

„ „ „ „ Flamingo in Ahmedabad

18 4 828 „ White Bellied Sea Eagle in N. Gujarat (Gobhlaj, Ahmedabad)

3 4 831 „ Sarus Crane (Ahmedabad)

) 1 182 „ Migration of Flamingo (Ahmedabad)

1 12 MacCann: Flamingo (Cutch)

1 174 DharmaKumar: Breeding of Indian Barn Owl (Bhavnagar)

1 174 „ Indian Great Horned Owl „

1 177 „ Indian Crested Serpent Eagle „

1 185 „ Jungle and House Crows as destroyers of Game (Bhavnagar)

936 Vasu: Survival of Birds after injury (Porbandar)

[ क्रमशः ]

# સ્વીકાર

## ગ્રન્થો, પુસ્તિકાઓ, હેવાલો વગેરેઃ—

### ઝુઓલૉજીકલ સર્વે ઓફ ઇંડિયા, કલકત્તા,

(ડીરેક્ટર ડૉ. બેનીપ્રસાદના સૌજન્યથી)

1. An Account of Ind. Triaxonia.
2. Deep-Sea Brachyura
3. Deep-Sea Ophiuroidea
4. Deep-Sea Madreporaria.
5. Alcyonarians, Pts. I–II
6. Echinoidea, Pts. I–III
7. Deep-Sea Holothurioidea.
8. Littoral Holothurioidea.
9. Annotated List of the Asiatic Beetles, I.
10. Aids to the Identification of Rats, Etc.
11. Asiatic Horns and Antlers.
12. Anthrop. Bulletins, Nos. I & II
13. Craniological Data.
14. Biological Coll. List of Stations, 1884–1913 & 1914–1926.
15. Con. Rep. Shell-Fish.
16. Cat. of Ind. Decapod. Crustacea, Part II Fasc. 1.
17. „ Part III, Fasc. II.
18. „ Part I, Fasc. II.
19. Crinoids of the Indian Ocean.
20. Catalogue of Moths, Pts. I–III, IV–VII
21. Catalogue of Mammalia, Pts. I–II
22. Catalogue of Mollusca.
23. Calalogue of Mantod, No. 1, 2.
24. Desc. Cat. Ind. Deep-Sea Crustacea.
25. Ethno. Gallery Guide, Fig. & Desc.
26. Nine Species of Squillidae.
27. Guide to the Mus. Instrumenrs.
28. Guide to the Birds Gallery.
29. Guide to the Fish Gallery.
30. Hand-List of Mollusca, Pts. I–II.
31. Illust. Zool. R. I. M. S. Investigator, 16 Parts.

32. Illust. Shallow-Water Ophiuroidea.
33. Index of the Genera & Species of Mollusca, Pts. I-II
34. Indian Fish of Proved Utility as Mosquito-Destroyers.
35. List of Birds, Pts. I-II.
36. List of Snakes.
37. List of Birds' Eggs, I-II
38. Monogr. of Oriental Cicadidae, Pts. I-VII.
39. Reports Z. S. I. for 1916-1917, 1917-1920, 1920-1923, 1923-1926, 1926-1929, 1929-1932, 1932-1935, 1935-1938, 1938-1941.

**Records of the Indian Museum:—**

વૉલ્યુમ : ૧ થી ૪૪ (૧૯૪૨)

**Memoires of the Indian Museum :**

વૉલ્યુમ : ૧થી ૧૩ (૧૯૪૨)

---

(અનુસંધાન પૃ. ૩૬ થી).

ઠેઠ એકાશી વરસ સુધી, વનસ્પતીનાં ચિત્રો કઢાવવાં, વર્ણનો લખવાં, નમૂનાઓ ઓળખવા, વનસ્પતિ વિષયનાં અનેક નિયતકાલિકોનું સંપાદન કરવું, વગેરે વિવિધ વ્યવસાય એણે એકસરખા ચાલુ રાખ્યા હતા.

પ્રસિદ્ધ અમેરીકન વનસ્પતિવિદ આસા ગ્રે લખે છે: 'વનસ્પતિવર્ણનાત્મક ગ્રન્થોનું લેખન અને રાજકુટુમ્બના ફૂલબાગનું જગત્પ્રસિદ્ધ વનસ્પતિશાસ્ત્રીય ઉદ્યાનમાં પરિવર્તન–આ બે મોટા વ્યવસાયોનો ઉલ્લેખ કરવાથી જ સર વિલિયમ હૂકરની પ્રતિભાનો પૂરો ખ્યાલ આવતો નથી. વનસ્પતિશાસ્ત્રના અભ્યાસીઓને, સવિશેષ યુવાન જિજ્ઞાસુઓને પોતાની બૌદ્ધિક અને નમૂનાના સંગ્રહ તથા ગ્રન્થભંડાર રૂપી ભૌતિક તમામ સમૃદ્ધિનો એણે મોકળે હાથે ઉપયોગ કરવા દીધો હતો તેમ વનસ્પતિ-શાસ્ત્રની પ્રગતિ અર્થે એનાથી બન્યો તેટલો પરિશ્રમ કર્યો હતો–એ જ વાત પ્રધાનતયા કહેવાવી જોઈએ. સમાજમાં અને રાજદરબારમાં પોતાની જાતને આગળ કરી, મોટાઇ વધારવાનું એણે ઇચ્છ્યું હત તો એની પ્રભાવભરી દેહલતા, રૂઆબદાર ચહેરો, સરળ સ્વભાવ, અદ્ભુત વક્તૃતા, અસાધારણ પાંડિત્ય, વગેરે સાધનો દ્વારા એ સહેજે સાધી શક્યો હત. પણ આ રીતે નામના મેળવવાના નાદમાં પડીને, પોતાનો સમય અને બુદ્ધિશક્તિનો અપવ્યય ન કરતાં, પોતે જે વનસ્પતિશાસ્ત્રનો અભ્યાસ એક-નિષ્ઠાથી ઉપાડ્યો હતો, તેમાંથી એની જાતનો એણે વ્યત્યય થવા દીધો નહિ."

આપણી શિક્ષણ સંસ્થાઓમાં કામ કરનાર વર્ગ હૂકરના ચારિત્રમાંથી આટલું શીખી શકે, તેમ છે !

**મત્સ્યવ્યવસાયખાતું, વડોદરા રાજ્ય:**
(ડીરેક્ટર ડૉ. મોઝીઝના સૌજન્યથી)

Annual Reports : 1937–1938, 1938–1939, 1939–1940.
Fisheries Bulletins : 1940–41.

**હુજુર ખાનગી ખાતું, વડોદરા રાજ્ય:**
(હુજુર મંત્રી શ્રી ર. વ. દેસાઇના સૌજન્યથી)

Geology of Baroda State, R. B. Foote, 2nd Edition. 1938.

**બ્રીટીશ મ્યુઝિયમ લંડન :**

General Guide
Guide to Vertebrates
" " Invertebrates
" " Fossils
Economic Series
Instructions to Collectors, Nos. 1–13.

**વોટર લાઇફ પબ્લીકેશન્સ લંડન :**

Water Life Series, Nos. 1–9

**ટરટોકસ હાઉસ શીકાગો :**

Service Leaflets, 1940–41–42

**અન્ય સજ્જનો તરફથી :**

દેસાઈ બા. સ. : વનસ્પતિની વાતો; ફળ બાગ સર્જન.
" મ. ગુ. : ગુજરાતનો ફળબાગ; ગુજરાતનો ફુલબાગ.
બધેકા, ન. ગિ. : આપણાં પક્ષીઓ
ખરાદી ર. ગી. : Wild Beasts and their ways, Baker; How Life goes on, A. G. White; Use and care of Microscope, B. L.; Mammalian Game of Br. India, J. A. Murray; Plant Life, J. B. Farmer; Breeding Habits of Breviceps, J. G. Mckendrick; ઈ. સાયન્સ કોંગ્રેસ, વડોદરા અધિવેશનનાં ભાષણો, વગેરે.
પટેલ એમ. કે. : ઇ. સાયન્સ કોન્ગ્રેસ, વડોદરા અધિવેશનનાં ભાષણો : પ્રમુખ તથા વનસ્પતિ અને ભૂસ્તર વિભાગના પ્રમુખોનાં ભાષણો.
નોરોન્હા, એ. ડી. : " શરીરશાસ્ત્રના પ્રમુખનું ભાષણ.
ગોકુલદાસ ખીમજી : કચ્છ દેશની વનસ્પતિઓ, જયકૃષ્ણ ઇંદ્રજી દવે.
ઠાકોર બા. ગ. : Malay Archipelego, A. R. Wallace; Game Birds of India, Frank Finn.

સુતરીયા ર. ન.: Our Household Pests, E. A. Butler;
ધનજીભાઈ ફકીરભાઈ: સૃષ્ટિ પરિચય, ભા. ૧, ૨, ૩.

માર્ગદર્શિનીઓ

રાવળ, ર. મ : Guide to Madras Aquarium, J. Hornell.
વિમાદંકાર, રાં. : Fishing in S. Africa, S. A. Ry. Admin.
વિશ્વાસ, ક. : Royal Botanic Gardens; Alipore.
પાર્સન્સ, ટી. એમ. : ,, ,, ,, Paradeniya; Centenary Vol., Stockdale, etc.

સામયિકો

બીલીમોરીયા, એન. એમ. : Journal of the Sind Natural History Society, 9 Nos.
નાયક, મ. શ્રુ. : Journal of the Guj. Res. Soc., 10 Nos.; Journal Roy. Inst. Sc. No. 1.
ખરાદી, ર. ગો. : Journal Bom. Nat. His. Soc., XXIV, 1
પ્રકાશક : विज्ञान, इलाहाबाद, ત્રણું અંક.
આચાર્ય હ. ગો. : Water Life, 7 Nos.
આયુષ્ય : જામનગર, વર્ષ ૧, અંક ૧૧, ૧૨.
બુદ્ધિપ્રકાશ : ગુ. વ. સોસાયટી, અમદાવાદ, ઓક્ટો.–ડીસે. ૧૯૪૨
ત્રૈમાસિક : ફોર્બસ સભા, મુંબઈ, ઓક્ટો.–ડીસે. ૧૯૪૨.
માનસી : ભાવનગર, ડીસેમ્બર ૧૯૪૨.
ત્રૈમાસિક : ગુજરાત સંશોધન મંડળ, મુંબઈ, જાન્યુઆરી ૧૯૪૩.
કુલછાબ : રાણપુર, નિયમિત.
નવસૌરાષ્ટ્ર

પ્રકીર્ણ લેખ સામગ્રી

દીક્ષિત, શુ. સી. : Myxophycae of Bombay, I.; Chlorophycae of Bombay I : Algæ of Malvan Harbour; Algæ coll. Murray at Karachi.
સુતરીયા, ર. ન. Flora of △Abu; Microspo. in Raphanus Sativus; Somatic cell divi. in Aloe vera; Chromosomes in the Cucurbitaceae.
ભારાના અને સુતરીયા : Microspo. in Luffa aegyptiaca; No. of Chromosomes of Ind. Araceae, I, II.
રાઠોડ, રા. કા. : કચ્છનું રણ.
મહાજને, અં. શં. : Occurence of Apus in N. Gujarat:
આજરેકર અને ઓઝા : Study of Cercospora tinosporae; Observations on Glomerella cingulata.

# આવક જાવકનો હિસાબ

## તા. ૧-૪-૧૯૪૨ થી તા. ૩૧-૧૨-૧૯૪૨

**જ**

૮૦૯–૧૦–૦ સભાસદોના લવાજમ ખાતે જમા
- ૨૪૪–૦–૦ આજીવન સભ્યોના
- ૬૨-૧૦-૦ આ વર્ગના સભ્યોના
- ૧–૦–૦ ૬ વર્ગના સભ્યના
- ૫૦૨–૦–૦ આશ્રયદાતાના

૧૫—૦–૦ 'પ્રકૃતિ' ત્રૈમાસિકના લવાજમ ખાતે

૨૫—૦–૦ ભેટ ખાતે

૨૧—૧–૦ જાનવરો ખાતે

૮૭૦–૧૧–૦

**ઉ**

૨૮–૫–૩ કુમાર કાર્યાલયના ગઇ સાલના દેવા હતા તે

૫૫૮–૪–૬ ખરચખાતે ઉધાર
- ૨૩૪—૮–૦ પ્રકૃતિનું ખરચ સ્ટેશનરી, વગેરે
- ૩૦–૧૪–૦ ટપાલ ખરચના
- ૪૫—૦–૦ પગારના
- ૧૨–૧૩–૯ જાનવરોના ખોરાકના
- ૫૦–૧૦–૦ મંડળની રજીસ્ટ્રેશન ફી ના
- ૧૩૭—૦–૦ મગરમચ્છના કાપીંજરના ખરચના
- ૨૫–૧૩–૦ પરચુરણ ખરચના
- ૧૦—૮–૯ પુસ્તક ખરીદીના
- ૨૧—૧–૦ જાનવરો છોડી મુક્યાં તેના

૫૮૬–૯–૯

૨૮૪–૧–૩ શ્રી જણસે, કુમાર કાર્યાલયમાં

૮૭૦–૧૧–૦

ઉપરનો હિસાબ અમોએ તપાસ્યો છે અને તે બરાબર માલમ પડ્યો છે.

અમદાવાદ, હીમતલાલ લાલશંકર
તા. ૧૦-૧-૪૩ મહેતા

જહાંગીર જમસજી આસાના
પ્રમુખ
તા. ૧૧-૧-૪૩

Chinubhai Chimanbhai
ર. મ. રાવળ
ઑન. ટ્રેઝરર્સ

રૂસ્તમજી નવરોજી સુતરીયા
હરિનારાયણ ગો. આચાર્ય
ઑન. સેક્રેટરીઝ

# આ અંકના સર્જકો

હર્ષવંતરાય પોળકીયા (પૃ. ૭): આયુર્વેદ પ્રત્યે અસીમ શ્રદ્ધા અને પ્રેમવાળાં જામનગરનાં શ્રી મહારાણીની પ્રેરણા અને પ્રોત્સાહનના બળે, ડૉ. પ્રાણજીવનદાસ મહેતાએ આયુર્વેદના સંશોધન અને પ્રચાર માટે જે પ્રાણવાળી સંસ્થા જામનગરમાં ઊભી કરી છે, તેમાં ડૉ. મહેતાના મુખ્ય સહાયકોમાંના એક આ લેખક છે. 'આયુષ'માં આવતા લેખો એમના સ્વવિષયના તાદાત્મ્યની પ્રતીતિ કરાવે છે.

અમૃતલાલ વસંતલાલ પંડ્યા (પૃ. ૯): જામનગર રાજ્યના રેવન્યુ ખાતામાં નોકરી કરતા ઇતિહાસશોખી પિતાએ એકઠાં કરેલાં પુસ્તકોના વાચનથી પોષાયેલું મન, પ્રાચીન લિપિજ્ઞાન, પુરાતત્ત્વાન્વેષણ, ભૂસ્તરવિજ્ઞાન, પ્રાગૈતિહાસિક સ્થળોનાં ખનન આદિનો રસ કેળવી રહ્યું હતું, એ દરમ્યાન જૂનાગઢ કૉલેજમાં ઇન્ટરનો અભ્યાસ કરતા આ યુવાનને સંજોગવશાત્ કરાંચી જવાનું થયું. ત્યાંથી મોહેં-જો-ડેરો જોઈને સિંધુ નદીના પ્રાચીન પ્રવાહમાર્ગે પંજાબ જવાની ધૂન લાગી. પંજાબમાં લાહોરની પુરાતત્ત્વની અભ્યાસસામગ્રીથી સમૃદ્ધ લાયબ્રેરીનો લાભ લેવા તેમણે ત્યાંના હિંદી પત્ર 'મિલાપ'ના તંત્રીખાતામાં ભાષાંતરો કરી પેટગુજારો કર્યો. પછી ઉત્તર હિંદની થોડી સફર કરી, પિતાના અવસાનથી ઊભી થએલી કુટુંબપોષણની જવાબદારી અદા કરવા દાહોદ-ઝાલોદ જેવાં નાનાં નાનાં ગામોમાં મામૂલી પગાર પર નિર્વાહ કરતા કરતાં યે પોતાનો પુરાતત્ત્વનો પ્રિય અભ્યાસ ચાલુ રાખ્યો. 'કુમાર' માસિક અને શ્રી. રવિશંકર રાવળનો પરિચય એમને અમદાવાદ ખેંચી લાવ્યો. વડોદરાના પુરાતત્ત્વખાતામાં ડૉ. હીરાનંદ શાસ્ત્રી પાસે થોડો સમય ગાળ્યા બાદ શ્રી. પોપટલાલ ગોવિંદલાલ' શાહ જેવા હિતૈષીઓની હૂંફમાં એ વિદ્યાના અભ્યાસ માટે મુંબાઈના થોડા વસવાટ પછી, ઉત્તર ગુજરાતમાં આદિ માનવ અને તેની સંસ્કૃતિના અવશેષોના અન્વેષણ માટે હિંદી સરકારના વડા પુરાતત્ત્વ ખાતાએ નીમેલી મંડળીમાં કામગીરી બજાવવાની મળેલી તકે તેમની શક્તિઓની પ્રતીતિ કરાવી આપી છે. આજે એ અન્વેષણનો અહેવાલ ઘડવામાં મદદગાર થવા સરકારી પુરાતત્ત્વ ખાતા તરફથી પૂનામાં તે કામ કરી રહ્યા છે.

# પ્રકૃતિ !

"Nature! We are surrounded and embraced by her: to separate ourselves from her, and powerless to beyond her.

She is ever shaping new forms: what is, has never what has been, comes not again. Everything is new, and nought but the old.

We live in her midst and know her not. She is speaking to us, but betrays not her secret. We constantly upon her, and yet have no power over her.

The one thing she seems to aim at is Individuality; yet cares nothing for individuals. She is always building up destroying; but her workshop is inaccessible.

Her life is in her children; but where is the mother? the only artist; working-up the most uniform material into opposites; arriving, without a trace of effort, at perfection, the most exact precision, though always veiled under a softness.

Incessant life, development, and movement are in her, she advances not. She changes for ever and ever, and rests a moment. Quietude is inconceivable to her, and she has her curse upon rest. She is firm. Her steps are measured, exceptions rare, her laws unchangeable.

Mankind dwell in her and she in them. With all men plays a game for love, and rejoices the more they win. With many, her moves are so hidden, that the game is over before they know it.

That which is most unnatural is still Nature: the stupidest philistinism has a touch of her genius. Whoso cannot see her everywhere, sees her nowhere rightly.

She rejoices in illusion. Whoso destroys it in himself and others, him she punishes with the sternest tyranny. Whoso follows her in faith, him she takes as a child to her bosom.

She tosses her creatures out of nothingness, and tells them not whence they came, nor whither they go. It is their business to run, she knocks the road."

—*Goethe*

*(As quoted by T. H. Huxley, in Introduction to 'Nature' No. 1, p. 1, Nov. 4; 1869.)*

ચૈત્ર : ૧૯૯૯ અંક ૨

# પ્રકૃતિ

PRAKRITI

Journal of the Gujarat Natural History Society

તંત્રી

હરિનારાયણ આચાર્ય



# વિષય સૂચિ


૧. ગુજરાતના સાપ : ૫ — રતિલાલ ગીરધરલાલ ખરાદી ૪૯
૨. ગુજરાતના ધરતીકંપ : ૨ — નરસિંહ મુ. શાહ ૫૧
૩. ગુજરાતનાં બગલાં : ૧ — વિજયશંકર મુ. વાસુ ૫૯
૪. જંતુઓ : ઉપદ્રવી અને ઉપયોગી — યશવંત શુ. નાયક ૬૧
૫. રામચંદ્ર કાશિનાથ ભિડે — શ્રી. સ. આજરેકર : હ. પ. પરાંજપે ૭૧
૬. કચ્છનાં મેંઢશૃંગી — હરિનારાયણ આચાર્ય ૭૭
૭. ગ્રન્થ પરિચય :
 આપણે આંગણે ઊડનારાં — વિજયશંકર મુ. વાસુ ૮૧
 જીવવિજ્ઞાન (Biology) — ત્ર્યંબક શંકર મહાબળે ૮૬
૮. ગુજરાતની પ્રકૃતિના અભ્યાસનાં સાધનો : ૨ — હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય ૮૮
૯. સ્વીકાર ૮૯
૧૦. અનુભવની આપ લે :
 ૧. સાપના ઝહેરના ઉપચારો — તંત્રી ૯૨
 ૨. નાગની ફેણ ઉપરની ચશ્માકૃતિ — ” ૯૪
 ૩. કચ્છના પક્ષિસમાજનું અન્વેષણ — ” ૯૫
૧૧. ગુ. પ્ર. મંડળના વર્તમાન ૯૬


## આવશ્યક

માત્ર લેખને લગતો પત્રવ્યવહાર તંત્રીના (સેનેટેરીયમ, શાહીબાગ) સરનામે કરશો. બાકીના મંડળને લગતા તમામ પત્રવ્યવહારનું સરનામું :

શ્રી રતિલાલ ગીરધરલાલ ખરાદી
મંત્રી, ગુજરાત પ્રકૃતિ મંડળ
૫૭, પ્રીતમનગર, એલીસબ્રિજ,
અમદાવાદ


લવાજમ : વાર્ષિક રૂ. ત્રણ, પોસ્ટેજ સાથે.

'પ્રકૃતિ' વરસમાં ત્રણથી ચાર વખત પ્રસિદ્ધ કરવામાં આવે છે. ગુ. પ્ર. મંડળની પ્રવૃત્તિનો પરિચય આપવાનું તથા સભ્યોનાં અભ્યાસ-અવલોકનનો વિનિમય કરવાનું પ્રધાનતયા વાહન હોવા ઉપરાંત, 'પ્રકૃતિ'માં અન્ય અભ્યાસીઓના, ગુજરાતની વનસ્પતિસમૃદ્ધિ, પ્રાણિસૃષ્ટિ અને ભૂસ્તરવિસ્તારનો સામાન્ય જનતાને પરિચય કરાવે એવા શાસ્ત્રીય લેખો પ્રસિદ્ધ કરવામાં આવે છે.

પ્રકાશક : હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય, ઘ. નં. ૧૯૬૯, રાયખડ અમદાવાદ.
મુદ્રક : મણિલાલ પુ. મિસ્ત્રી, બી. એ; આદિત્ય મુદ્રણાલય, રાયખડ, અમદાવાદ.
તા. ૧૧-૮-૧૯૪૩

ગુજરાત પ્રકૃતિ મંડળનું મુખપત્ર



પુસ્તક-૨ જું • ચૈત્ર ૧૯૯૯ • અંક ૨ જો.

# ગુજરાતના સાપઃ ૫

રતિલાલ ગીરધરલાલ પરાદી

(પ્ર. પુ. ૨, અં. ૧ના ૩૦ પૃષ્ઠથી અનુસંધાન)

નાગની લંબાઈ ૪ાા ધી પાા ફુટની હોય છે. ભાગ્યેજ કોઈ નાગ એથી વિશેષ લાંબો હોય. છ ફુટ લાંબો તો ક્વચ્ચેજ મળી આવે. નાગની લંબાઇ અને એની ફેણની પહોળાઇ બાબત અતિશયોક્તિનો આનંદ ભોગવવા કે પોતાની બહાદુરી બતાવવા લોકો ખુબ ગપ્પાં હાંકે છે. પંદર ફુટ લાંબા અને બે વ્હેંત (એટલે લગભગ ૧૮ ઇંચ) પહોળી ફેણવાળા, જમીનથી પાંચ ફુટ ઉંચે માથું રાખીને હમેશા ડોલતા નાગને જોનાર અમારે એક શિકારનું શોખીન મિત્રમંડળ હયાત છે!

નાગ સંઘ પ્રેમી પ્રાણી ગણાય છે. ખાસ કરીને પ્રજનન કાળે નર-માદા સાથે ફરતાં દેખાય છે પરંતુ તે સિવાયના કાળે પણ બે ત્રણ સાથે રહે છે. આ માન્યતા હોવા છતાં હકીકતમાં નાગનો સંઘ જોવાનો પ્રસંગ ક્વચ્ચેજ સાંપડશે. વળી પ્રજનન કાળે નરમાદાનું સાથે હોવું એને સંઘ-પ્રેમ કેમ કહેવાય? કુટુંબ- પ્રેમ કહેવામાં વાંધો નથી.

નાગનાં નરમાદાને ઓળખવાનાં કોઈપણ બાહ્ય ચિન્હો નથી. આપણામાં એવી માન્યતા છે કે જે ફેણ ધારણ કરે છે એ નાગની માદા છે અને ધામણ નામનો નાગને મળતો સાપ એ નર છે આ કેવળ કલ્પના છે. ધામણ અને નાગ બંને તદ્દન જુદા જુદા વર્ગના સાપ છે. ધામણને ફેણ અને ઝેર હોતાં નથી જ્યારે નાગ ઝેરી સાપ છે અને એમાં નર માદા બંનેને ફેણ હોય છે.[1]

---

૧ ઉ. ગુજરાતમાં, ફેણવાળો તે નાગ અને ફેણ વગરની કાળા દેહવાળી તે નાગણ: આવી માન્યતા છે.—તંત્રી

નાગનો સંવનનકાળ જાન્યુઆરીથી માર્ચનો ગણાય છે. ગર્ભાધાનકાળ બે અઢી માસનો. એપ્રીલ મે માં ઈંડાં મુકે અને તે પછી બે અઢી મહિને બચ્ચાં નીકળે. આમ સંવનનકાળથી માંડીને ઈંડામાંથી બચ્ચાં બહાર નીકળે ત્યાં સુધીમાં ચાર પાંચ માસ વીતી જાય છે. માદા પોતાનાં ઈંડાંને સેવતી જોવામાં આવે છે. ઈંડાં બે ઈંચ લાંબા લંબગોળ અને બંને છેડે એકસરખાં બુઠાં હોય છે. એનું કોટલું પક્ષીઓનાં ઈંડાં પેઠે કઠણું અને બટકણું નહિ પણ નરમ અને ,ચામડા જેવું મજબુત હોય છે. એક પ્રજનનના ઈંડાની સંખ્યા ૧૦થી ૨૨ હોય છે. ઈંડામાંથી તાજું નીકળેલું બચ્ચું ૮–૧૦ ઈંચ લાંબું હોય છે અને દર માસે એકાદ ઈંચ લંબાઈમાં વધતું હોવાની માન્યતા છે. જન્મ્યા પછી કેટલા સમયે નર-માદા પ્રજનનને લાયક થાય છે, એ બાબત કંઈ માહિતી મળતી નથી.

નાગ દર મહિને સવા મહિને કાંચળી ઉતારે છે. બીજા સાપની માફક નાગનો રંગ ગમે એવો હોય પણ એની કાંચળી-તો હંમેશા સફેદ પારદર્શી હોય છે.

નાગ જેવા ભયંકર ઝેરી સાપના પણ દુશ્મનો કુદરતમાં વસે છે. નોળીઓ એના દુશ્મન તરીકે જાણીતો છે. પણ તે ઉપરાંત કુકડા, ખાસ કરીને જંગલી કુકડા, જેવાં સામાન્ય પક્ષીઓ પણ નાગને ખાઈ જાય છે. રાજનાગ (King Cobra) સામાન્ય નાગનો મોટામા મોટો દુશ્મન છે.

નાગના ઝેર વિશે અગાઉ આપણે થોડુંક જોઈ ગયા છીએ. હવે એ બાબત વિશેષ માહિતી જોઈએ.

નાગનો રંગ કાળો હોય કે બદામી, નાગ દોઢરમી હોય કે એકવરમી, ઠંડા મુલકમાં રહેનારો હોય કે ગરમમાં, ગાડા જંગલોમાં રહેતો હોય કે રણમાં, પણ બધાજ નાગ એક સરખા ઝેરી હોય છે નાગનાં રૂપ રંગ અને વસવાટના સ્થળને એના ઝેર સાથે કશો સબંધ હોતો નથી. થોડા દિવસ પહેલાં આબુથી એક મંદિરના પૂજારી મારે ત્યા આવ્યા હતા. એ કહેતા હતા કે આબુના નાગ ત્યાંની ઠંડકને લીધે ઓછા ઝેરી હોય છે અને એક મહાત્માએ બતાવેલી દવાથી એના ઝેરને સહેલાઈથી ઉતારી શકાય છે. એમની આ માન્યતા કેવળ કલ્પના ઉપર રચાએલી છે અને કોણ જાણે નાગના દરવાજા કેટલાય હતભાગીઓને એમની આવી માન્યતાએ મોક્ષ અપાવ્યો હશે કે ભવિષ્યમા અપાવશે. મહાત્માની દવાથી એક દરદીને એમણે પોતે સાજો કર્યાની વાત કરી. આપણે જોઈ ગયા છીએ કે નાગના ઝેર માટે એન્ટીવીનીન સિવાય બીજી એક પણ દવા નથી, છતાંય આ મહાત્માએ બતાવેલી દવા વાચકોની જિજ્ઞાસા સંતોષવા ખાતર આપું છું. પીપળાની છાલ અને અરીઠાના (ફળનાં) છોતરા સરખે ભાગે કુટીને કોરી ચલમમાં ભરી તમાકુની માફક દરદીને પાવાં. દરદી પોતાની જાતે દમ ખેંચી શકે એમ ન હોય તો બીજા કોઈએ ઘુટ લગાવીને એનો ધુમાડો દરદીના મોઢામાં ભરવો. સાથે સાથે દંશની જગાએ કાપ મુકવો. એક વખત અંધારી રાત્રે એક માણસને રસ્તે જતાં ગાઢ ઝાડીમાં નાગ કરડીને નાસી ગયો. એની બુમો સાંભળી પૂજારી એમની પાસે દોડી ગયા.

શરૂઆતમાં ડાક્ટરને બોલાવ્યો પણ એ કંઇ કરી શક્યો નહિ એટલે પૂજારીએ મારી ઉપરની દવા અજમાવી જોઈ અને દરદી જોતજોતામાં સાજો થઇ ગયો! અંધારી રાત અને ગાઢ ઝાડી એમાં નાગ કરડ્યો કે બીજુ કોઇ પ્રાણી એની શી ખાત્રી? કદાચ વાગ્યો હોય તો પણ નવાઇ નહિ. આ ઉપરાંત એમણે મને બીજી ત્રણ દવાઓ બતાવી: ૧. કેળનું પાણી પાવું. ૨. અર્ધો શેર પાણીમાં નવટાંક ખાવાની પડાની તમાકુ મસળીને પાઈ દેવી, ૩. મનુષ્યનું મુત્ર પાવું. આ છેલ્લા ઉપાયને એમણે રામબાણ તરીકે વર્ણવ્યો છે. એમના કહેવા પ્રમાણે મદારીઓ જ્યારે નાગ પકડવા જાય છે ત્યારે ઘરે ભરીને સાથે મુત્ર લઈ જાય છે અને નાગ કરડે તો તરત પી જાય છે, જેને લીધે એમને ઝેર ચડતું નથી!

આયુર્વેદમાં અનેક વનસ્પતિઓ અને મનુષ્યના મુત્રનો સાપના વિષ માટે ઉપયોગ જણાવ્યો છે. પરંતુ આધુનિક વિજ્ઞાનીઓએ આ વનસ્પતિઓની ઉપયોગિતા સાબીત કરવા પુષ્કળ અખતરા કર્યા છે અને એ બધીજ નિરુપયોગી સાબીત થઇ ચુકી છે. જે જે વનસ્પતિઓ વિશે અખતરા કરવામાં આવ્યા છે એનું સુવિસ્તર વર્ણન શ્રી. આચાર્ય જુદા લેખમાં કરવાના છે[2] જેના ઉપરથી વાચકને ખ્યાલ આવશે કે ભાગ્યેજ એવી કોઈ વનસ્પતિ હશે કે જે આપણા વૈદકમા સાપના ઝેર માટે ઉપયોગી જણાવી હોય અને આ અખતરામાંમાં રહી ગઇ હોય. વૈદકમા વર્ણવેલી આ અસંખ્ય દવાઓમાથી એક પણ કામની ન હોય એ વૈદકમા કેમ શ્રદ્ધા બેસે? જેવું સાપના વિષ બાબત બન્યું એવું જ બીજા રોગોની દવાઓ માટે પણ કેમ ન બને? પણ આનો ઉત્તર તો એમ પણ આપી શકાય કે આયુર્વેદમાં ઘણેભાગે "સાપના ઝેર માટે" એમ કહેવામાં આવે છે ત્યાં "સાપનું ઝેર" અને "ઝેરી સાપનું ઝેર" એ બે વચ્ચેનો ભેદ સ્પષ્ટ કરવામાં આવ્યો હોય એમ લાગતું નથી. સામાન્ય રીતે દરેક સાપના મોઢાની લાળ થોડેઘણે અંશે ઝેરી તો હોય છે જ પણ ઝેર બનાવવાની ખાસ કોથળી અને એ બહાર કાઢવા માટે ખાસ દાંત જેને હોય અને જેના ઝેરથી માણસનું મૃત્યુ થાય એવા સાપની જાતો સંખ્યાની દૃષ્ટિએ કેટલી ઓછી છે, એ આપણે જોઈ ગયા છીએ. એના ઉપરથી જણાશે કે આયુર્વેદમાં કે બીજી પદ્ધતિમાં જે જે દવાઓ બતાવી છે એ બધીજ સાપના વિષ માટે સામાન્ય રીતે બતાવી હોવી જોઇએ. ખાસ નાગ, કાળોતરા કે ખડચીતળાના વિષ માટે જુદી પાડેલી દવાઓનું વર્ણન ન હોવાનું એક કારણ, ઝેરી કે મીઠા સાપને ઓળખવા બાબતનું અજ્ઞાન પણ હોઇ શકે.

આમ જો કે દેશી વૈદકમા વર્ણવેલી ઝેર ઉતારવાની બધીજ દવાઓ નિષ્ફળ સાબીત થઇ ચુકી છે, છતાં પૃથ્વીના પટ ઉપર લાખો જાતની વનસ્પતિઓ, ખનીજો અને બીજા અસંખ્ય પદાર્થો અસ્તિત્વ ધરાવે છે, એમાથી કોઇક નાગના વિષ માટે ઉપયોગી નીકળી આવે તો નવાઇ નહિ. આથી આવી કોઈ અનુભવ સિદ્ધ દવા કોઇના જાણવામાં હોય તો એની સવિસ્તર માહિતી આ લેખકને, "પ્રકૃતિ"ના સરનામે, મોકલવી. આ બાબત ખાસ સુચના એટલી કે માહિતી મોકલનારે જાતે એ દવાનો ઉપયોગ કર્યો હોવો જોઇએ. જેને કરડ્યો હોય એની, સાપ કરડ્યો ત્યારથી

૨ જૂઓ આ અંકમાં અન્યત્ર. —તંત્રી

જુદા પદાર્થો બનવાનું કારણ; એ તત્ત્વો એકબીજા સાથે જે રીતે સંકળાયેલાં હોય છે, એ રીત છે. કાર્બન મિશ્રિત પદાર્થો કેટલાય એવા છે કે જેનાં તત્ત્વો એકબીજા સાથે કઇ રીતે જોડાયેલાં હોય છે એની હજી સુધી રસાયણશાસ્ત્રીઓ ભાળ કાઢી શક્યા નથી. નાગના વિષની રચના એટલી બધી ગુંચવણી ભરેલી છે કે એ ઉપલાં ત્રણ તત્ત્વોમાંથી બનેલો એકજ પદાર્થ નહિ પણ જુદા જુદા પદાર્થોનું મિશ્રણ હોવાની માન્યતા છે. આ બાબત બધા વિજ્ઞાનીઓ એકમત નથી. વળી ઝેર બહાર નીકળ્યા પછી જેમ જેમ વખત જાય છે તેમ તેમ એમા રસાયણીક ફેરફાર થતા જાયછે, જેને લઇને એની ઝેરી અસર પણ બદલાય છે. નાગના ઝેરના બદલાવાના આ ગુણને લઇને એનુ રસાયણીક બધારણ નક્કી કરવું ખરેખર મુશ્કેલ છે. આ ઉપરાંત અખતરા કરવા માટે પુષ્કળ પ્રમાણમાં ઝેર મેળવવાની મુશ્કેલી પણ ખુબ નડતરરૂપ છે.

નાગના વિષમા રહેલા અમુક પદાર્થોમાંથી કેટલાકમાના દરેકની માણસના શરીરેના જુદા જુદા અંગ ઉપર અસર થાય છે, જ્યારે કેટલાંકમાંના દરેકની એકજ અંગ ઉપર એકજ જાતની અસર થાય છે. કેટલાક એવા છે કે જે દરેક એકી સાથે જુદાં જુદાં બે ત્રણ અંગો ઉપર અસર કરે છે. આ કારણને લઈને નાગના ઝેરથી માણસના શરીરમા થતી પ્રક્રિયાઓ પણ બરાબર સમજી શકાઇ નથી. દાખલા તરીકે નાગના ઝેરથી કોઈક માણસ અર્ધા કલાકમા મરી જાય છે, કોઇક ૫–૭ કલાકે મરે છે, જ્યારે કોઇક ૨૪ કલાકે મરે છે. કેટલાક મરવાની અણી ઉપર હોય છતાં કોઇ પણ જાતના ઉપચાર વગર સાજા થઈ ગયાના દાખલા પણ છે.

ફાઇસેલી (Physalix) નામના ફ્રેંચ શોધકે અખતરાઓથી સાબીત કર્યું છે કે વીજળી અને રેડીઅમથી સર્પના વિષના ઝેરી ગુણનો જલદીથી નાશ થાય છે. વીજળી અને રેડીઅમની માફક ગરમીથી પણ એવુંજ પરિણામ લાવી શકાય છે. ઝેરમા રહેલા આલ્બ્યુમીન અને પ્રોટીનનાં પ્રમાણ અનુસાર જુદાં જુદાં ઝેર ૬૫°થી ૧૨૦° (સેન્ટીગ્રેડ) ડીગ્રી સુધીમાં નાશ પામે છે. આ હકીકતોનો ઉપયોગ ઝેર ઉતારવામા ન થઇ શકે? જેને કરડયો હોય એને વીજળીના આંચકા આપી અથવા રેડીઅમની અસરથી કે સાપ કરડયો હોય ત્યાં બની શકે તો તરતજ ડામ દેવાથી બચાવી ન શકાય? પરંતુ વિજ્ઞાનીઓ મનુષ્યેતર પ્રાણીઓ ઉપર આ બાબતમા અખતરા કરીને ચોક્કસ પરિણામ ઉપજાવીને, મનુષ્યોને એ ઉપચાર કેવી રીતે લાગુ પાડવા એ બાબત કંઇ નક્કી ન કરી શકે ત્યા સુધી ઝેર ઉતાર માટે વીજળી અને રેડીયમનો ઉપયોગ કરવાનું સલાહભર્યું નથી. જો કે રેડીઅમ સામાન્ય માણસોને સુલભ નથી પણ વગર વિચારે વિજળીનો ઉપયોગ ન કરવાની ભલામણ છે. ડામ દેવાનો અખતરો કરવા જેવો ખરો. સાપ કરડયા પછી તાત્કાલિક અગ્નિ હાજર હોયતો તરતજ દંશ થયો હોય એ ભાગ ઉપર ડામ દેવાથી દરદીને કંઈ ખાસ નુકશાન થવાનો સંભવ નથી. પણ શુભ પરિણામની આશા રાખી શકાય. કોઇ આ પ્રયોગ અજમાવે તો એનું પરિણામ જરૂર લખી જણાવવા કૃપા કરે. સાથે સાથે કરડેલો સાપ હોવો જોઈએ.

અખતરાના શોખીન સાહસિકોને બીજી વાત કરવાની છે. આપણે સાપના ઝેરની સામાન્ય ચર્ચામાં જોઇ ગયા છીએ કે સાપનું ઝેર પેટમાં જાય તો એનું જઠર રસની અસરથી રૂપાન્તર થઇ જાય છે અને પરિણામે એની ઝેરી અસર નાબુદ થાય છે. પણ આ વિષયમાં કેટલાક વિજ્ઞાનીઓને એવો મત છે કે આફ્રિકા અને એશિયાના નાગ અને ખડચીતળાની જાતના સાપ એવી જાતનું ઝેર પેદા કરી શકે છે કે જેના ઉપર જઠરરસની કંઇ પણ અસર થતી નથી.

[ક્રમશઃ]

મકાન જમીનદોસ્ત થયું નહોતું. કાચાં મકાનોમાં પણ, ખાસ કરીને ખૂણાઓમાં ચીરાડો પડી હતી અને થોડાંક પડી ગયાં હતાં.

પાળીયાદના ધરતીકંપના આંચકા કઈ દિશામાંથી આવ્યા, એ પરત્વે મતભેદ છે. ઘણા ખરા અભ્યાસકો એમ માને છે કે દક્ષિણ દિશામાંથી આંચકા લાગતા હતા. દિવાલોપરની ચીરાડોનો અભ્યાસ આ મુદ્દાપર કોઇ નિર્ણયાત્મક પ્રકાશ પાડતો નથી. આડી ચીરાડો સર્વત્ર સામાન્ય હતી. દિવાલના એક યા બંને લંબ (diagonal)ની સમાંતર ચીરાડો ખૂબ પડી હતી. એ નોંધવા યોગ્ય છે કે ઉભી ચીરાડો જુજ હતી, પણ મંદિરના ઘુમટને ટેકવી રહેલા થાંભલાના ઉપરના ભાગમાં ઉભી ચીરાડો પડી હતી. એકંદરે ચીરાડોની દિશા મકાનમાં વધારેમાં વધારે નબળા ભાગની લીટીને અનુસરતી હતી, અને તેથી આંચકા કઈ દિશામાંથી લાગતા હતા એ પરત્વે કાંઈ સૂચન મળતું નથી.

પાળીયાદના ધરતીકંપના ઘણાખરા આંચકા એટલા બધા સખ્ત યા જોરદાર નહોતા પણ દરેક આંચકાની અગાઉ ધીમો ગડગડાટવાળો અવાજો સંભળાતા હતા. આંચકો ન લાગ્યો હોય છતાં આવા ઘણા અવાજો નોંધાયા છે. કાઠિયાવાડના આ પ્રદેશમાં જમીનની સપાટીથી થોડા ઇંચ નીચે લગભગ બધેય ડેક્કન ટ્રૅપના જામેલા લાવા રસમાંથી બનેલું આશરે ૧૦૦-૪૦૦ ફૂટના વિસ્તારવાળું આડી પડેલી શિલા જેવું પાતળું આચ્છાદન આવેલું છે. આવા સખ્ત પથ્થરનું પાતળું પડ, ધરતીકંપના આંચકાની જરાક અસર થાય કે ઢોલ માફક ધ્રુજી ઉઠે. ઉપર દર્શાવેલા ગડગડાટવાળા અવાજોનું કારણ કદાચ આ હોઇ શકે.

પાળીયાદવાસીઓ અને બાજુનાં ગામડાંમાં રહેનારાઓએ ધરતીકંપ કદી અનુભવ્યો નહોતો એટલે આવા મોટા અવાજો અને આંચકાઓને લીધે તેઓ સ્વાભાવિક રીતે ભયભીત થઇ ગયાં હતાં. અનેક તરેહની વિચિત્ર વાતો અને ગપગોળા ચાલુ થયા હતા. પાડોશમાં વસેલ ગામડાંઓને તાણી જાય એવા ભયંકર પૂરની કલ્પિત ધાસ્તી ઘણાંને લાગી હતી. ખેડુત કરતાં વેપારી વર્ગના માણસો વધારે ભયગ્રસ્ત દેખાતા હતા. તેઓ માનતા હતા કે પાળીયાદની જમીન તળે કોલસા યા તેલનું અસ્તિત્વ છે, એટલે આ આંચકા લાગે છે. ધરતીકંપના ભયંકર અવાજો અને આંચકાને લીધે પેદા થયેલ અવ્યવસ્થામાં આવાં ગપ્પાંઓ ખૂબ ઉમેરો કરી રહ્યાં હતાં. પરિણામે ૧૪ મી જુલાઇ સુધીમાં જે લોકોની શક્તિ હતી તેઓ બધા ગામ છોડી ચાલી ગયા હતા. ખેડુતો પોતાનાં ઢોરઢાંખરની સંભાળ રાખવા રહ્યા હતા, અને પૂરની બીકે ઉંચી જમીન પર તંબુઓ અને છાપરાં બાંધીને રહેતા હતા.

પાળીયાદની ચોતરફ ઘણા માઇલ સુધી ઉંચું નીચું મેદાન આવેલું છે. આસપાસના પ્રદેશમાં ૫૦ ફુટ યા વધારે ઉંચી ટેકરીઓ કોઈ કોઈ જગ્યાએ આવેલી છે. ડેક્કન ટ્રેપ યુગમાં લાવારસમાંથી બનેલ એક પડના ઉપરના ભાગ જેવી આ પ્રદેશની જમીન-સપાટી દેખાય છે. ટેકરીઓ, એ રસના પ્રવાહમાંથી પેદા થયેલ ઉંચા મોટા પ્રદેશોના લગભગ ઘસાઈ ગયેલા અવશેષોરૂપ છે. પાળીયાદ ફરતા પ્રદેશોના મોટા ભાગમાં પાતળા ગતા રંગના પટો આવેલા છે. આ જળકૃત (sedimentary) પટના અવશેષો છે, અને જ્વાળામુખી પ્રવૃત્તિઓના કોઈ બે વચલા કાળમાં તેનું બંધારણ થયું હશે. આ પ્રદેશનું મુખ્ય બંધારણ જરા અસામાન્ય છે—સામાન્ય ડેક્કન ટ્રેપ કરતાં જુદું પડે છે. તેમાં સહેલાઈથી દૃષ્ટિગોચર થતા સંખ્યાબંધ મોટા ઓલીવાઈન (olivine) સ્ફટિકો આવેલા છે. આ પ્રદેશમાં ક્યાંય કોઈ મહત્ત્વની તૂટ (fault) દેખાતી નથી. તૂટની એક માત્ર નિશાની નાના પાળીયાદની પશ્ચિમે આવેલી થોડી મોટી શિલાઓ (dykes)ની હેયાતિ છે. આવી શિલાઓ તૂટની બાજુમાં કોઈવાર માલુમ પડે છે પણ અહિંઆં એવી કોઈ નિશાની દેખાતી નથી. જો આ શિલાઓ તૂટનું અસ્તિત્વ દર્શાવતી હોય તો તે તદ્દન નાની હોવી જોઈએ, કારણ કે બંને બાજુ મુખ્ય ડેક્કન ટ્રેપની રચના જોવામાં આવે છે.

પાળીયાદની નજીકમાં પણ કોઈ મોટી તૂટો નજરે પડતી નથી, એટલે કોઈ તૂટના ખસવાથી ધરતીકંપ ઉદ્ભવવાની સંભાવના ઓછી છે પાળીયાદ નજીક કહેવાતા કોલસાનાં પડ ખરા કોલસાનાં નથી પણ ગ્રેનાઇટને મળતા આવતા જ્વાળામુખી કાચ જેવા પથ્થરોનાં છે. આ બધાં અનુમાનો ઉપરથી, બીજી જગ્યાઓ કરતાં પાળીયાદમાં શા માટે વધારે સખત ધરતીકંપ થયો હોવો જોઈએ, એ દર્શાવતું કોઈપણ સ્થાનિક કારણ મળી આવતું નથી. કાઠિયાવાડમાંથી બે ધરતીકંપો નોંધાયા છે. એક પાળીયાદથી ૧૨ માઇલ ?ર રાણપુર ગામે થયો હતો. બંને ધરતીકંપોની અસર પાળીયાદ અને તેની પાસપાસ થઈ હતી. એ સૂચવે છે કે આ પ્રદેશના ભૂગર્ભમાં ધરતીકંપોને ?ફૂળ કોઈ ખાસ તત્ત્વ આવેલું છે.

કાઠિયાવાડના આધુનિક ભૂસ્તરીય ઇતિહાસનો અભ્યાસ સૂચવે છે કે ?ીક જગ્યાઓએ જમીન ૧૨૦૦ ફુટ જેટલી ઉંચાઈએ ઉપસી આવેલી ?. આ પ્રતિપાદનના સમર્થનમાં પુરાવો એ છે કે દરિયાઈ સપાટીથી ?૩ ફુટ ઉંચે ચોટીલાની ટેકરીના મથાળે પોરબંદરી પથ્થર (miliolite) ? આધુનિક દરિયાઈ અવશેષો મળી આવે છે. એટલું જ નહીં પણ

વર્તમાનકાળમાં ભરતી પહોંચે છે ત્યાંથી ઘણે ઊંચે પરવાળાના ખેગો, માછલીના થરો અને ઉન્નત સામુદ્રિક કિનારાનું અસ્તિત્વ સામાન્યતઃ મળી આવે છે.

આટલા મોટા ફેરફારો સપાટીપર થતા હોય ત્યારે પૃથ્વીનાં પડો પર સખ્ત દબાણ હોવું જોઇએ. આ દબાણ અસહ્ય પ્રમાણમાં વધી જાય તો જમીનનાં પડો આડાંઅવળાં થવાનાં અને સાથેસાથ ધરતીકંપનો આંચકો લાગવાનો. જો પડો એકદમ આડાંઅવળાં થવા માંડે તો ધરતીકંપ સખત લાગે પણ જો ધીમે ધીમે દબાતાં જાય તો હળવો ધરતીકંપ થાય. કાઠિયાવાડનો દ્વીપકલ્પ એકદમ ઉપસી આવેલો હોઇને ત્યાંની પૃથ્વીનાં પડો પર ભારને લીધે આ ધરતીકંપો ઉદ્ભવે છે, એ લગભગ ચોક્કસ છે.

કાઠિયાવાડના ધરતીકંપોનો ઇતિહાસ જાણવામાં છે ત્યાં સુધી તો જમીનના ઉપસાણની સાથે કોઇ મોટી ધરતીકંપની પ્રવૃત્તિ જોડાયેલી નથી. મોટા ધરતીકંપો તો ધરતીકંપ-વિભાગના પ્રદેશના વિસ્તારમાં જ થાય છે. કાઠિયાવાડ આવા પ્રદેશ-વિસ્તારમાં આવેલો નથી એટલે ચાલુ અસ્થિરતાને લીધે મોટો કંપ થાય એવો સંભવ નથી. વધારે સંભવિત તો એ છે કે જમીનનાં પડો પરનું દબાણ-ભાર ઓછો થયે આ આંચકા ધીમે ધીમે બંધ થઈ જશે.

સિંધુ નદીનો ત્રિકોણ પ્રદેશ નજીક આવેલો હોવાથી કાઠિયાવાડને ધરતીકંપોનો મુખ્ય ભય છે. આ પ્રદેશ ધરતીકંપ-વિભાગનું ક્ષેત્ર છે અને ત્યાંથી બે વિનાશક કંપો ભૂતકાળમાં નોંધાયેલા છે. સને ૧૮૧૯ના કંપનું મધ્યબિંદુ કચ્છની ઉત્તરે હતું. પાળીયાદથી આ જો કે ૧૦૦ માઇલ દૂર છે છતાં તેનાથી પાળીયાદ અને અમદાવાદ વચ્ચે ઘણાં મકાનોને નુકશાન થયું હતું અને કાઠિયાવાડના ઉત્તર અને પશ્ચિમ કિનારાના કાંપકૃત (alluvial) પ્રદેશોને તોડી નાખ્યા હતા. સિંધુ ત્રિકોણ પ્રદેશના સાંનિધ્યને લીધે કાઠિયાવાડને મોટા થતા ધરતીકંપોનો ભય છે એ પ્રતિપાદન પર ખૂબ ભાર મૂકવાની જરૂર નથી. ભૂતકાળમાં આવા મોટા ધરતીકંપો ઘણા લાંબા ગાળે થયા છે. જ્યાં કાંપ જામવાથી જમીન બની છે અને જ્યાં ઘટ્ટ નહીં થયેલા પથ્થરો આવેલા છે એવા પ્રદેશના સીમાડે સખ્ત નુકશાન થવાનો સંભવ છે. મધ્ય કાઠિયાવાડમાં તો જમીનની સપાટીથી થોડા ઇંચ નીચે સર્વત્ર સખત પથ્થરનું આચ્છાદન છે. સને ૧૮૧૯ના મહાન ધરતીકંપ વખતે પણ મધ્ય કાઠિયાવાડ નુકશાનમાંથી બચી ગયો હતો. મોટા ધરતીકંપ કાઠિયાવાડમાં થાય, એ લગભગ અસંભવિત છે. પાળીયાદમાં જે ધરતીકંપના આંચકા લાગ્યા હતા તેના પછી મોટા ધરતીકંપો ભાગ્યે જ થાય. એટલે સલામતીની ખાતર થોડા ગાઉ દૂર ચાલ્યા જવું, એ તદ્દન નકામું છે.

[ ક્રમશઃ ]

# ગુજરાતનાં બગલાં : ૬

વિજયશંકર મુ. વાસુ

( પ્ર. પુ. ૨, અં. ૧ ના ૬ પૃષ્ઠથી અનુસંધાન )

### ઉપકુલ ૩. Anastomatinae

આમાં પણ એક જ ગોત્ર Anastomus અને એક જ પક્ષી છેઃ ફાટીચાંચ. ( The Open-bill or Shell Ibis ). શાસ્ત્રીય નામ Anastomus oscitans. ઉત્તર હિંદમાં તેને ગુંગલા કહે છે.

વર્ણઃ—મોતીયો. માથા અને ડોક ઉપર રાતી ઝાંય. પુંછડી અને પાંખનાં તથા ખભાનાં પીંછાં કાળા રંગનાં. ચાંચ લીલાશ પર, નીચે રતાશ પર. આંખની આસપાસ અને ગળાની ખુલ્લી ચામડી કાળી. પગ ઝાંખા રાતા. આંગળાં મૂળમાં ચામડીથી જોડાયેલાં.

કદઃ—૨૪ થી ૩૨ ઇંચ. ચાંચ ૬½ ઇંચ. પુછડી ૭ ઇંચ.



ફાટીચાંચ (કુમારના સૌજન્યથી)

ફાટીચાંચની ચાંચ તેના નામ પ્રમાણે વચ્ચેથી ઉઘાડી રહે છે. તેની ચાંચ લાંબી, જાડી, જરા વળેલી અને મજબુત હોય છે અને ચાંચનાં ફાડીયાં છેડેથી બીડી દે તોપણ વચ્ચે ઉઘાડી રહે છે. તેનો ખોરાક કાદવવાળા જળવિસ્તારમાં થતાં શંખલા છીપલાં છે. ફાટીચાંચ તેમને ચાંચ વચ્ચે આ ઉઘાડી જગ્યામાં રાખીને દાબીને ભાંગી નાખે છે અને અંદરથી પોચું જીવડું કાઢીને ખાઈ જાય છે. છીપલાં અને શંખલાંને ભાંગવા માટે તેમને પકડી રાખવા આવી ખાંચવાળી ચાંચ કુદરતે તેમને આપી છે. કેટલાકનું એમ માનવું છે કે, રોજ રોજ છીપલાં અને શંખલાં ભાંગવાથી તેની ચાંચ ઘસાઈને આખરે આવી પહોળી બની ગઈ છે, પરંતુ નાનાં બચ્ચાંને પણ આવી ખાંચ હોય છે એટલે આ માન્યતા ખરી નથી.

ફાટીચાંચને છીપલાં અને શંખલાં ન મળે તો માછલી, દેડકાં, કરચલાં વગેરેને પણ ખાય છે. કોઈ વાર તો તળાવ ઉપરાંત નદી કે ખાડીની પણ મુલાકાત લે. ગુજરાતમાં ફાટીચાંચ બગલાં ખૂબ જાણીતાં હોવા છતાં કાઠિયાવાડના સુકા પ્રદેશમાં તેઓ જાણીતાં નથી.

તેમની ઉડવાની રીત કંગડા જેવી છે, તેમ કંગડાની જેમ તેમને વાચા પણ નથી. કંગડાની જેમ ચાંચનાં ફાડીયાં પટપટાવીને તેઓ અવાજ કરે. ડૉ. જેર્ડોને દેખ અને ફાટીચાંચને કાંકણના વર્ગમાં મૂક્યાં છે છતાં કંગડા સાથે તેઓને ઘણું સામ્ય છે. પણ તેઓ સમૂહચર પક્ષી છે અને અનુકુળ સ્થળે તેઓનાં મોટાં ટોળાં મળે છે, જ્યારે કંગડા દ્વંદ્વચર છે. વળી ફાટીચાંચ કંગડાની જેમ નાચે છે. આકાશમાં ખૂબ ઉંચે ઊડે છે અને પાંખો વીંઝયા વિના આકાશમાં તરી શકે છે. બીજી તરફ તેમની ચાંચ કંગડા જેવી સીધી નથી; પગ પણ કંગડાના પગ જેટલા લાંબા નથી. એટલે કાંકણ સાથે પણ તેમને સામ્ય છે. મોટે ભાગે ફાટીચાંચ તળાવ અને ખાબોચીયાંનું પક્ષી છે.

ગર્ભાધાન:—જુલાઈથી સપ્ટેમ્બરમાં ઉંચા ઝાડ ઉપર કાંકણ અને બીજાં બગલાં સાથે સમૂહમાં માળા બાંધી ૨ થી ૪ ઝાંખાં સફેદ ઈંડાં મૂકે છે.

## ઉપકુલ ૪. Ibisinae

### ૧. ગોત્ર Threskiornis:

આ ગોત્રમાં એક જ પક્ષી છે અને તે શ્વેતકાંકણ: The White Ibis. શાસ્ત્રીય નામ Threskiornis melanocephalus.

વર્ણ:—માથું અને ડોક પીછાં વિનાનાં અને કાળાં. પાંખનાં લાંબાં પીછાં કાળાં અને લીલી ઝાંયવાળાં. બાકીનો દેહ સફેદ. ગર્ભાધાનની ઋતુમાં

ગળાની આસપાસ અને છાતી ઉપરનાં પીંછાં લાંબાં થાય છે અને પાછળ મેલાં પીંછાંનો ગુચ્છ લટકે છે. આંખ રાતી. પગ કાળા. ચાંચ લાંબી, કાળી અને વળેલી. પગ ટુંકા અને અંજનના પગ જેટલા લાંબા નથી. ઉડતી વખતે પગ પાછળ અને ડોક આગળ લંબાવી ઝડપ ભેર પાંખો વીંઝીને ઊડે છે. ડોક પણ અંજનની ડોક જેટલી લાંબા નથી.

કદ:—૨૯ ઇંચ. પુછડી ૬ ઇંચ. ચાંચ ૬ ઇંચ.



શ્વેત અને કાળી કાંકણુ (કુમારના સૌજન્યથી)

વસતિ:—હિંદ, સિલોન, બ્રહ્મદેશ અને ચીન.

આ કાંકણુ પણ ચમચાની જેમ નદી, તળાવ, કાદવવાળા જળવિસ્તાર, ડાંગરીની ક્યારીઓ અને ખાડીમાં ઘુંટણભર પાણીમાં ફરતાં ફરતાં અરધી ચાંચ પાણીમાં બોળી ઉઘાડી ચાંચ પાણીમાં એક બાજુથી બીજી બાજુ ઝડપભેર ફેરવે છે અને પાણીને ડહોળી નાખી તેમાંથી નીકળતી પંકજ જીવ-સૃષ્ટિનો શિકાર કરે છે. ચમચાને સફેદ કાંકણુનો સંગાથ ગમે એટલે બંને ભેગાં મળી પાણી ડહોળતાં ઘણી વાર નજરે પડે છે. કાઠિયાવાડમાં એ મોટા સમૂહમાં નથી દેખાતાં છતાં તે જાણીતાં પક્ષી છે. આ કાંકણુ બોલી શકે છે, પણ બહુધા તે મૂંગી જ રહે છે.

મીસરમાં થતી સફેદ કાંકણુ ( Ibis religiosa ) મીસરમાં પવિત્ર ગણાય છે. જ્યારે નાઇલ પાણીથી ઉભરાય છે ત્યારે કાંકણુ મીસરમાં આવે છે. નાઇલ મીસરની જીવનરેખા છે. મીસરની આબાદી નાઇલ ઉપર જ છે,

એટલે કાંકણ મીસરની આબાદીનું પ્રતિક છે. ત્યારે આપણે ત્યાં સફેદ કાંકણને કેટલા માણસો ઓળખે છે? દેશોદેશના લોકજીવનમાં તેઓનાં પક્ષીઓ વણાઈ ગયાં છે; ત્યારે આપણે ત્યાં ?

આપણી સફેદ કાંકણ જુનથી ઓગસ્ટ સુધી ઉંચાં ઝાડોમાં સમૂહમાં વિશાળ માળા બાંધે છે, અને ૨ થી ૪ સફેદ ઇંડાં મૂકે છે.

## ૨. ગોત્ર : (Geronticus) Inocotis

**કાળી કાંકણ:** The Black Ibis અથવા The Warty-headed Ibis. શાસ્ત્રીય નામ Inocotis papillosus.

વર્ણ:—માથું બોડકું અને કાળું, પણ માથે લાલચોળ ચળકતી મ'થી. પાંખો કાળી અને માથે લીલી જાંબુડી ઝાંય. ખભા પાસે મોટા સફેદ ધાબો. બાકીનું શરીર ઝાંખા કાળા રંગનું. આંખ ઝાંખી નારંગી રંગની. ચાંચ લાંબી, વળેલી, પાતળી અને લીલાશ પર ભૂરી. પગ ઝાંખા રતુમડા. પગનાં આંગળાં મૂળમાં ચામડીથી જરા જોડાયેલાં.

કદ:—૨૦ ઇંચ. પુંછડી ૭ાા ઇંચ. ચાંચ ૬ થી ૭ ઇંચ.

વસતિ:—લગભગ આખું હિંદુસ્તાન.

કાઠિયાવાડમાં તો આ કાંકણ બહુ સામાન્ય અને સુપરિચિત છે. સફેદ કાંકણ પાણી ખૂંદનાર પક્ષી છે, જ્યારે આ કાળી કાંકણ મુખ્યત્વે જમીનનું પક્ષી છે. ઉજે વગડે અને એતરોની ક્યારીઓમાં, ગામને ગોંદરે અને ઉકરડે, કાળી કાંકણનાં યુગ્મ અથવા સમૂહ નજરે પડયા વિના રહે જ નહિ. તેની લાંબી દાતરડા જેવી વળેલી, પાતળી અણીવાળી ચાંચ જમીનમાંથી જીવડાં ખેંચી લેવા માટે કેવી અનુકૂળ છે! વિશ્રાન્તિ તો એને જોઇએ જ નહિ. હજી તો ઉષઃકાળ થાય ત્યાં તો તેની ઝીણી ચીચીઆરી શરૂ થઈ જાય અને બીજાં પંખી ઝાડોમાં પાંખો ફફડાવતાં હોય ત્યાં કાંકણ તો પાંખો પસારીને મેદાનમાં ઊતરી પડે. ઉનાળામાં ખરે બપોરે આકાશમાંથી અગ્નિ વરસતો હોય ત્યારે પણ આ કાંકણ ધીખતી ધરામાથી જીવડાં શોધતી હોય. માટીનાં ઢેફાં અને છાણનાં સુકાયેલ પોચકાં ઉથલાવે અને તેની નીચેથી જીવડાંને પકડે. કયાંક દરમાં ચાંચ નાખે અને કયાંક ઝાંખરાંમાંથી જીવડાં પકડે. ઉનાળાના ખરે બપોરે ધીખતી ધરા ઉપર સ્વસ્થતાથી ફરવામાં કાંકણને પણ શરમાવે એવાં ચંડૂલ અને તેના કુટુમ્બીજનોને બાદ કરીએ તો કાઠિયાવાડની મરુભૂમિમાં રણગોધલાં (Indian Courser)ને જોઈ કુદરતની ગહન સૃષ્ટિ વિષે વિચાર આવ્યા વિના રહે નહિ.

પણ કાળી કાંકણ એમ કંઈ ખાઉધરી નથી. પેટ ભરાય એટલે ઝાડમાં વિશ્રાન્તિ લેવા બેસે. અને તેનો કલરવ! ગર્ભાધાનની ઋતુમાં જો કાળી કાંકણે તમારા પડોશમાં વસવાટ કર્યો હોય તો તેને વીંધી નાખવાનું જ મન થાય! વહેલી સવારથી રાતનું અંધારું થાય ત્યાં સુધી તેનો ઘોંઘાટ શમે નહિ. અને તેની ગર્ભાધાન ઋતુ પણ ક્યાં મર્યાદિત છે! માર્ચથી નવેમ્બર સુધી અનિયમિત રીતે તેમનું પ્રજનન કાર્ય ચાલ્યા કરે. સારા નશીબે તેમનો ઘોંઘાટ ગર્ભાધાનના દિવસોમાં જ રહે છે. પછી તો ઇંડાના સેવનમાં પડવાથી એ ઘોંઘાટ ઓછો થઈ જાય છે.

તેઓ ઉંચા ઝાડ ઉપર મોટા માળો બનાવી ૩ થી ૪ ઇંડાં મૂકે છે. કવચિત શિકારી પક્ષીઓના માળા પણ પચાવી પાડે છે. ઈંડાં દરિયાઈ રંગનાં હોય છે.

### ૩. ગોત્ર : Falcinellus

**જાંબુડી કાંકણ** : The Glossy Ibis. શાસ્ત્રીય નામ Falcinellus igneus અથવા Plegadis falcinellus.

**વર્ણ** : માથું લીલાશ પર કાળું અને જાંબુડી ઝાંયવાળું. ડોક, ગળું, છાતી અને પીઠ ઘેરા રતુમડા ભૂરા રંગનાં. ઢીંઢું, પાંખો અને પુછડી કાળાશ પર લીલા અને જાંબુડી ઝાંયવાળાં, પગ કાળાશ પર લીલા. ગોઠણની ઉપર વાદળી પટો. ચાંચ લીલાશ પર. આંખ પાસે ચામડી ફીક્કી લીલી.

**કદ** : ૨૨ ઇંચ. ચાંચ ૬ ઇંચ.

**વસતિ** : લગભગ આખું હિંદુસ્તાન.

કાળી કાંકણથી કદમાં નાની અને રંગે રૂપાળી આ કાંકણ કાઠિયાવાડ જેવા સુકા પ્રદેશ પસંદ કરતી નથી, પણ શિયાળામાં તે કચ્છ અને ગુજરાતમાં આવે છે અને ત્યારે તળાવો, નદીઓ, કાદવવાળા જલ વિસ્તાર અને પાણીથી ભરેલ ડાંગરનાં ખેતરો આ પક્ષીથી ઉભરાઈ જાય છે. આ કાંકણ તેમાંથી જીવડાં વીણે છે. ઉડવામાં તે ઝડપી છે. રાત્રે બીડમાં વિશ્રાંતિ લે છે અને તેમાં જ તે માળા બાંધતી હોવાનું કહેવાય છે.

* * * *

જેમને આપણે બકસૃષ્ટિમાં ગણી શકીએ, જે પક્ષીઓ આકારમાં, [illegible]તભાતમાં, માળા બાંધવામાં, બાલ ઉછેરમાં કે અન્ય રીતે સાચાં બગલાં [illegible]થી સામ્ય ધરાવે છે તેવાં પક્ષીઓના બધાં કુલ અને ગોત્ર આપણે જોઈ [illegible]ખ્યાં. સરજનહારની પક્ષિસૃષ્ટિમાં—અને સમગ્ર પ્રાણિસૃષ્ટિમાં આ નિર્દોષ

અને કેટલાંક તો ઉપયોગી પક્ષીઓનો પરિચય અહીં પૂરો થાય છે. આ લેખમાં તેઓની વસતિ માટે પ્રાદેશિક નામ આપ્યાં છે તેનો અર્થ એવો નથી કે તે આખા પ્રદેશમાં તે ચોક્કસ પક્ષીની વસતિ હોવીજ જોઇએ. કાગડા, કબુતર, કાબર, ચકલાં, વગેરે સામાન્ય પક્ષીઓને જે અર્થમાં આપણે વ્યાપક કહીએ છીએ તે અર્થમાં બગલાં વ્યાપક નથી કારણ કે આપણે જોયું કે દરેક જાતના બગલાને તેને અનુકૂળ સ્થળ અને વાતાવરણ જોઇએ. સારસ અને ઢોર બગલાં દરિયાકાંઠે નહિ મળે. અંજન ખેતરોમાં જઇને નહિ વસે. કોંચ બાગના બીડની બહાર ઉઘાડેછોગે નહિ દેખાય. એટલે બગલાંની વસતિ દરેક પ્રદેશના ભૂમિતલ ઉપર આધાર રાખે છે.આથી જે બગલાં ગુજરાતમાં હોવાનું જણાવ્યું છે તે, આખા ગુજરાતમાં સર્વત્ર છે એમ માનવાનું નથી. અને જે બગલાં કાઠિયાવાડમાં નથી એમ માનવામાં આવ્યું છે તે સંભવ છે કે કાઠિયાવાડમાં પણ પોતાના અનુકૂળ સ્થળે કદિક મળી આવે. કયા બગલાને કેવાં સ્થળ અનુકૂળ છે તે જાણ્યા પછી અમુક પ્રકારના વિસ્તારમાં તે વિસ્તારને અનુકૂળ બગલાની શોધ ચલાવો અને જ્યારે તે મળે અને ઓળખાય ત્યારે તમને જે આનંદ અને સંતોષ થશે તે બીજા નહિ સમજી શકે. અમદાવાદનું ચંડોળા તળાવ મેં જ્યારે જોયું ત્યારે તેની પંકજ વનસ્પતિ જોઇ મને પીહો (Jacana) જોવાની આશા ઉપજી અને પાસે જતાં થોડાક પીહો બીલાડી જેમ બોલતા બોલતા ઉડીને નજરે પડ્યા ત્યારે એવા આનંદ અને સંતોષનો અનુભવ થયો કે ફરતાં ફરતાં અમદાવાદ સુધી પહોંચી પોણોસો રૂપીયાં ખર્ચ્યાં તે સાર્થક છે એમ લાગ્યું!

---

## સાવ સાચું

'A NATURALIST'S life would be a happy one, if he had only to observe and never to write.'

—*Charles Darwin*

# જંતુઓ : ઉપદ્રવી અને ઉપયોગી

(ડૉ. કરન્ડીકરના અંગ્રેજી લેખને આધારે)

યશવંત ગુ. નાયક

આપણી પૃથ્વીના તળ ઉપર જે જીવંત સૃષ્ટિ છે તેમાં મનુષ્ય કોટિનાં પ્રાણીની સંખ્યા બહુ અલ્પ છે. આપણી આસપાસની સૃષ્ટિમાં વિચરી રહેલાં જીવજંતુ અને પશુપંખીની વિવિધતા અને સંખ્યા આપણને હેરત પમાડે તેવી છે. આ સર્વ કોટિનાં જીવંત પ્રાણીમાં આપણી આસપાસ પ્રત્યેક ક્ષણે લક્ષમાં આવતા જીવજંતુની કોટિ (Species) સૌથી વિશેષ સમૃદ્ધ છે. એ જીવજંતુઓ માનવજાતિનાં મોટામાં મોટા શત્રુ છે તેમજ મોટામાં મોટાં મિત્રો છે. પશુપંખી અને જીવજંતુની આશરે ૮૪૦ જાતિઓ લક્ષમાં આવી છે તેમાંથી ૬૨૫ જાતિઓ માત્ર જંતુઓની જ છે. પ્રત્યેક જંતુવર્ગની વસતી પણ એટલી વિપુલ છે કે તેની સંખ્યા આંકડામાં દર્શાવવી એ લગભગ અશક્ય છે. અમુક વર્ગની સંખ્યા જ મનુષ્યજાતની સમસ્ત વસતી કરતાં અનેકગણી થઇ પડે છે. આપણે એક માખીનો દાખલો લઇએ તો એમની વસતીની સંખ્યાનો ઝાંખો ખ્યાલ આવશે. એક માખી એના જીવન દરમિયાન ઓછામાં ઓછાં ૨૩૦૦ ઈંડાં મુકી શકે છે. આ ઉપરથી ગણતરી કરી હોડ્જ નામના વિખ્યાત જંતુશાસ્ત્રીએ બતાવ્યું છે કે જો એકેએક માખી પૂર્ણાયુષ ભોગવે અને તે દરેકને પૂરેપૂરો ખોરાક મળે અને ઈંડાં મુકવા દેવામા આવે તો પાંચ માસમાં પૃથ્વીનું સમસ્ત ભૂમિતલ ૪૭ ફૂટ ઊંડા માખીના સમુદ્રમા ડૂબી જાય. સારે નસીબે જગતમા કોઇ પણ સ્થળે ઉપર દર્શાવેલી સંપૂર્ણ સાનુકૂળ સ્થિતિ પ્રવર્તતી ન હોવાથી પ્રત્યેક જંતુવર્ગની વસતી મર્યાદિત રહે છે. આ વસતીની પ્રચંડ સંખ્યા, માખી, મચ્છર ચાંચડ, માંકડ, કીડી, મંકોડી, ઉધઈ વગેરે સામાન્ય રીતે લક્ષમા આવતાં જંતુઓથી ધ્યાનમાં આવે છે.

આટલી પ્રચંડ સંખ્યા હોવાને લીધે અનેક વર્ગનાં જંતુઓ માણસને મોટા લાભો કરનારાં નીવડે છે અને બીજાં અનેક વર્ગનાં જંતુઓ ભારે નુકસાન કરનારાં પણ નીવડે છે. આથી જંતુવર્ગથી મનુષ્યને થતા મહત્ત્વના લાભ અને ગેરલાભનું ટૂંક દિગ્દર્શન આ લેખદ્વારા કરાવ્યું છે.

## ઉપદ્રવી જંતુઓ

જંતુઓ મુખ્યત્વે ત્રણ પ્રકારે મનુષ્યને ઉપદ્રવી નીવડે છે. (૧) જંતુઓ ખેતીના અને ઔદ્યોગિક પાકોને નુકસાન પહોંચાડે છે. (૨) માણસને અને પાળેલાં પશુને શારીરિક નુકશાન પહોંચાડે છે તેમજ તેમની સુખસગવડોને હાની પહોંચાડે છે. (૩) સંગ્રહ કરેલી ખાવા પીવાની, પહેરવાની અને બીજી ઉપયોગી વસ્તુઓનો નાશ કરે છે.

ઊગતા છોડોને જંતુઓ અનેક રીતે નુકસાન કરે છે. છોડની કુંપળો, પાંદડાંઓ, ફૂલો, ડાળીઓ વગેરેને ટૂંપી નાંખીને ઊગતા છોડોને નુકશાન કરવાનો એક અગત્યનો પ્રકાર છે. કઠોળના છોડનાં પાંદડાં, ઘણાખરા શાકભાજીના છોડનાં પાંદડાં અને

ડાળીઓ, એરંડા અને કપાસના છોડનાં પાંદડાં, અને બીજાં અનેક વનસ્પતિનાં પાંદડાં, કુમળી ડાળીઓ ફળ અને ફૂલને જુદી જુદી જાતનાં જંતુઓ ખાઇ જાય છે અને તેથી છોડોને ઘણું ભારે નુકસાન થાય છે.

ઘણા ઝાડ અને છોડની કુમળી ડાળીઓ અને થડને કોરીને કેટલાંક જંતુ ઝાડનો જીવનરસ (Sap) ચૂસી જાય છે. આથી વનસ્પતિનાં જુદાંજુદાં અંગોને મળતું પોષણ બંધ થતા વનસ્પતિનો વિકાસ અટકે છે અને ટૂંક મુદતમા મરી જાય છે. એવી વનસ્પતિના પાંદડા ઉપર સફેદ ચાઠાં પડી જાય છે, પાંદડાં વાંકાં વળી જાય છે અને ઘણા પાંદડા ખરી પડે છે. કોબી અને કઠોળના છોડ ઉપર રહેતાં ઍફિડ (aphid) નામના જંતુ, લીંબુના ઝાડ ઉપર પાકતાં જંતુ, આંબાનાં કુદકા મારતાં મેંગો હોપર્સ (mango-hoppers), મરચી ઉપર થતા કીડા, કપાસ અને દ્રાક્ષ ઉપર થતાં માંકડ જેવા જંતુ ઉપર દર્શાવેલી રીતે છોડનો નાશ કરે છે.

કેટલાક જંતુ ઝાડ અને છોડની કુમળી ડાળીઓ કોરીને અંદરથી અર્થાત્ ખાઈને તેમનો છૂપી રીતે વિનાશ કરે છે. આવા કોરનારા કીડાઓ મોટા ઝાડને પણ ગણ્યાં વર્ષોમા મારી નાખે છે. નાના છોડોનાં થડ ડાળી, મૂળ, ફળ વગેરે સર્વે અંગોને કોરનારા જુદીજુદી જાતનાં જંતુઓ હોય છે.

જુવાર, મકાઇ, ડાંગર, ઘઉં, શેરડી વગેરે છોડોનાં થડને આ પ્રકારનાં જંતુ કોરીને નકામા કરી મુકે છે. રીંગણ, તમાકુ, કોળું, કપાસ, આંબા વગેરેનાં થડોને જંતુના કીડાઓ કોરી નાખે છે અને તેથી તે વનસ્પતિ નાશ પામે છે. ઘણાં જંતુઓ કઠોળની શીંગો અને દાણાને, કપાસના લીલાં કાલાંને, ફળોને, મીઠાં લીંબુને કોરી નાખીને નકામાં કરી મુકે છે. કેટલાંક બારિક જંતુ પાંદડાંને પણ કોરીને મારી નાખે છે.

એક પ્રકારનાં જંતુઓ વનસ્પતિને ડંખ મારીને ગુમડાં ઉઠાડે છે. એ ગુમડાંમાં તે જંતુને રહેવાનું અને ખાવાનું મળી રહે છે. અંજીરનાં ઝાડનાં પાંદડાંને આ પ્રકારનાં ગુમડાં ઊઠે છે

કેટલીક જાતની કીડીમંકોડી ઍફિડ (aphid) નામનાં જંતુને પોષે છે અને તે જંતુ એક જાતની રસી બહાર પાડે છે તેનો ખોરાક તરીકે ઉપયોગ કરે છે. આ જંતુને પોષણ આપવા માટે ખાસ કરીને કઠોળના ઝાડ ઉપર તેમનું નિવાસસ્થાન રાખે છે અને તેને એથી બીજી જગાએ લઈને રસેદાર ખોરાકની વ્યવસ્થા કરી આપે છે. આમ આડકતરી રીતે કીડીમંકોડી ઝાડપાનને નુકસાનકર્તા થઇ પડે છે.

સૌથી મહત્ત્વનું નુકસાન ઝાડપાનના રોગના પ્રચાર કરવામાં જંતુઓ જે ભાગ બજાવે છે તેથી થાય છે. રોગના સૂક્ષ્મ જીવાણુને એક ઝાડથી બીજે પસરાવવામાં જંતુઓ ભાગ બજાવે છે.

મનુષ્યને સીધી રીતે ઉપદ્રવ કરનાર જંતુમાં માખી, મચ્છર, ચાંચડ, માંકડ, જૂં, જેવા જંતુઓ જાણીતાં છે. માખી અને મચ્છરથી આપણને શારીરિક ત્રાસ થાય છે. મચ્છર, ચાંચડ, માંકડ, જૂ વગેરે કરડીને આપણને ત્રાસ આપે છે. આ ઉપરાંત

મનુષ્યને સૌથી વધુ નુકસાન એ જંતુઓ દ્વારા ફેલાતા રોગથી થાય છે. મેલેરિયા, ટાઈફોઈડ, પ્લેગ, પીળો તાવ, વગેરે રોગો જંતુઓના માધ્યમદ્વારા ફેલાતા બેકટેરિયાથી ફેલાય છે.

મચ્છરદ્વારા મેલેરિયા અને પીળો તાવ જેવા મહા હાનીકારક રોગો ફેલાય છે. અનેક માણસો તંદુરસ્તી ગુમાવે છે અને લાખો માણસો મૃત્યુવશ થાય છે. એજ પ્રમાણે માખી ખોરાક ઉપર બેસીને એકથી બીજે ટાઇફોઈડ જેવા રોગો ફેલાવે છે. જૂ પોતાના ડંખ વડે ટાઈફોઈડનો વિસ્તૃત ફેલાવો કરીને ખાસ કરીને લશ્કરમા અને નીચ રહેઠાણોમાં ખૂબ ત્રાસ વર્તાવે છે. પ્લેગનો ભયાનક રોગ ઉંદર અને મનુષ્યના શરીર ઉપર વળગતા ચાંચડો ફેલાવે છે એ જાણીતું છે અને એ રોગથી કેટલાં વિસ્તૃત પ્રમાણમાં જાનની ખુવારી થાય છે તે પણ હિંદમાં અજાણ્યું નથી.

કેટલાંક જંતુઓ મનુષ્યે પાળેલાં પશુઓને ત્રાસદાયક અને હાનીકારક થઇ પડે છે, જંતુઓના ઉપદ્રવનો ભોગ થનારા દુધાળાં ઢોરોનું દુધ ઓછું થાય છે અને અકાળે ઢોર દેતાં બંધ થઇ જાય છે. બળદો અને ઘોડા અનેક જંતુના ઉપદ્રવના ભોગ બને છે અને તેથી તેમની કાર્યશક્તિ ઓછી થાય છે અને તેમના આયુષ્ય પણ ઓછાં થાય છે. બગાઈ, જુવા, જીંગોડાં વગેરે ઢોરના લોહીને ચૂસીને તેમને ખૂબ ત્રાસ આપે છે. એક જાતના જંતુ ઢોરની ચામડી કોરીને માસમાં દાખલ થઇ ઘર કરે છે. આવાં અસંખ્ય જંતુના ઉપદ્રવથી ઢોર મરી જાય છે અને તે ઉપરાંત તેનાં ચામડાં કોરાઇ જવાથી તે પણ નકામા થઇ જાય છે.

સંગ્રહ કરેલી અને સાચવી રાખવાની વસ્તુના નુકસાન કરનાર જંતુનો બહુ મોટો વર્ગ છે. દરેક જાતના ધાન્યને જુદાં જુદા પ્રકારના જંતુ નુકસાન કરે છે. કેટલાક ધાન્યો જંતુઓ ખાઇ જઇને બિલકુલ નાશ કરે છે. ઘઉ, વાલ, કઠોળ, ચોખા, જુવાર વગેરે અનાજને સડો લાગે છે તેનું કારણ જંતુનો ઉપદ્રવ જ છે. આ કારણથી અનાજનો સંગ્રહ લાંબા કાળ સુધી કરવો એ મહામુસીબતનું કામ છે.

લોટ, બિસ્કિટ, મીઠાઇ, અને બીજી તૈયાર કરેલી ખોરાકની વસ્તુને કીડીમંકોડી વંદા, વગેરે અનેક જંતુથી રક્ષવાનું કાર્ય બહુ ભારે છે. કાદા, બટાટા, વગેરે વસ્તુઓને પણ જંતુઓના ત્રાસને લીધે લાંબો વખત રક્ષી રખાતા નથી. લાકડાંને ધંદા, ભમરી, કોરી નાંખનારા કીડા, અને ઉધઈથી રક્ષવાનું કાર્ય બહુ જ મહેનત અને પૈસાનો વ્યય કરાવે છે અને તેમ છતાં ઉધઇથી લાકડાં તથા બીજી વસ્તુઓને થતાં નુકસાનનો આંકડો બહુ જ મોટો છે. ચોપડા, કાગળ, કાપડ, ઊન અને રેશમને પણ અનેક પ્રકારનાં જંતુઓ નુકસાન કરે છે.

આમ ઉપર દર્શાવ્યા મુજબ આપણને જંતુઓદ્વારા પારાવાર નુકસાન થાય છે. આપણી ખેતીવાડીના પાકોને, શાકભાજીના છોડોને, ફળફૂલના ઝાડોને, અન્નના દાણાને, તૈયાર કરેલી ખોરાકની વસ્તુને, પુસ્તકોને, કપડાંને, લાકડાંના ફર્નિચર અને બાંધકામને એમ અનેક વસ્તુઓને નુકસાન કરીને, મનુષ્યને માટે જંતુની સામે લડવાનાં અને તેમનાથી રક્ષણ મેળવવાનાં કાર્યોને ભગીરથ જેવાં બનાવી મૂકે છે. મનુષ્ય જાતને

તેમજ તેણે પાળેલાં પશુને પણ જંતુના ત્રાસથી ઘણી મુસીબત થાય છે અને જંતુ-દ્વારા ફેલાતા રોગથી શારીરિક નુકસાન તેમજ જાનની હાનિ થાય છે.

## ઉપયોગી જંતુઓ

જંતુઓ મનુષ્યને જેટલો ત્રાસ આપે છે અને નુકસાન કરે છે તેટલા જ પ્રમાણમાં કેટલાંક જંતુઓ ઉપયોગી થઇ પડે છે.

કેટલાંક જંતુઓ માણસોને ઉપયોગી વસ્તુઓ પેદા કરે છે અને કેટલાંક એવી વસ્તુનો એક અથવા બીજી રીતે સંગ્રહ કરે છે. આવાં જંતુમાં રેશમના કીડા બહુ મહત્ત્વનું સ્થાન ભોગવે છે. અનાદિકાળથી રેશમના કીડાનો ઉછેર અને તેમના કોશેટામાંથી તાર કાઢી રેશમી કાપડ બનાવવાનો ઉદ્યોગ મોટા પાયા ઉપર ચાલતો આવ્યો છે. ચીન, હિંદુસ્તાન અને યુરોપમા રેશમના કીડાનો ઉછેર હજી પણ સારા પ્રમાણમાં ચાલે છે. આમ જંતુ માણસના પહેરવેશનું એક સારામાં સારું સાધન પુરું પાડે છે. એક કોશેટામાંથી ૧૦૦૦ ફૂટ લાંબો તાર નીકળે છે અને એવા ૨૫૦૦૦ કોશેટાના તાર ઉતારવામાં આવે ત્યારે એક શેર જેટલું રેશમ નીકળે છે. આ ઉપરથી ખ્યાલ આવશે કે દુનિયાના રેશમી કાપડના વપરાશ માટે કેટલા રેશમી કીડાઓ કામ કરતા હશે.

મધમાખી એક બીજું ઉપયોગી જંતુ છે. મધનો વપરાશ હિંદમાં મુખ્યત્વે દવામાં જ થાય છે, પરંતુ યુરોપ અને અમેરિકામાં મધ ખોરાક તરીકે વપરાય છે. આપણા દેશમા મધમાખનો ઉછેર સારા પ્રમાણમાં થતો નથી અને જે કંઇ મધ ભેગું થાય છે તે જંગલમા ગમે ત્યા બાંધેલા મધપુડામાંથી ભેગું કરેલું હોય છે. યુરોપમા તેમજ અમેરિકામાં મધમાખનો ઉછેર કરવામાં આવે છે. એક જ વાડીમાં મધમાખના હજારો મધપુડા હોય છે અને તે પુડામાંથી નીકળતા મધ અને મીણથી અનેક કુટુંબોનો સારી પેઠે નિર્વાહ થાય છે. યુરોપમાં ઘણાં કુટુંબો એવાં હોય છે કે જે દર મહિને બે થી ચાર રતલ મધ સાધારણ રીતે વાપરે છે. એક રતલ મધ ભેગું કરવા માટે ૫૦૦૦૦ ફેરા મધમાખ કરે છે. આ ઉપરથી કેટલીક મુસાફરી કરીને માણસ માટે મધ ભેગું થાય છે તેનો ખ્યાલ આવશે. મધની સાથે મીણનો પણ એટલો જ મોટો ઉદ્યોગ ચાલે છે. ફૂલોની અંદર એક જાતનો મીઠો રસ ઝરે છે તે મધમાખી તેના પુડામાં લઇને તેની લાળ સાથે મિશ્ર કરીને મધમાં રૂપાંતર કરે છે. મધ અને ઇંડાંને રાખવા માટે મીણનાં ખાનાવાળો પુડો મધમાખીના કારીગરો બનાવે છે. મધમાખીના પાછલા અંગના ઉદર તરફના ભાગમાં મીણ પેદા કરવાની એકજાતની ગ્રંથી હોય છે તેમાંથી મીણ ઝરે છે. મીણ અનેક ઉદ્યોગોમાં ઉપયોગી થાય છે.

લાખની પેદાશ પણ જંતુને આભારી છે. એક જાતનાં જંતુ (lac scale: tachardia) ઝાડનાં થડ અને ડાળીઓ કોરીને રહે છે. તે તેમના નિવાસસ્થાનને સુરક્ષિત રાખવા માટે એક જાતની રસી બહાર પાડે છે. એ રસી હવામાં સુકાય એટલે કઠણ બની જાય છે અને તેનું ઘર બનાવી જંતુ અંદર રહે છે. આ કઠણ પદાર્થને ઝાડ ઉપરથી ઉતારી, પીગળાવી અને શુદ્ધ કરીને, લાખ (Sbellac) તરીકે વેચવામાં આવે છે. લાખનો ઉપયોગ ખાસ કરીને બંગાળ અને બિહારમાં બહુ વિસ્તૃત પ્રમાણમાં

ચાલે છે. દરેક જંગલોમાં વત્તેઓછે અંશે આ લાખનાં જંતુઓ હોય છે જ, પરંતુ તેનો યોગ્ય ઉછેર કરીને એક મોટા ઉદ્યોગ તરીકે લાખની પેદાશ કરવામાં હિંદ દુનિયામાં એકહથ્થુ ઈજારો ધરાવે છે. દર વર્ષે ઓછામાં ઓછી ચાર લાખ રતલ લાખની પેદાશ હિંદમાં થાય છે. લાખનો ઉપયોગ વાર્નિસ, પૉલિસ, વીજ-રોધકો (insulators) ગ્રામોફોન રેકોર્ડ, સિલિંગવેક્સ, બનાવટી ફળફૂલો, રમકડાં વગેરે અનેક સાધનોમાં થાય છે.

કોક્સ નામનાં જંતુ (Coccus Scale) કોચિનિયલ નામનો ભભક મારતો ગુલાબી રંગ પેદા કરે છે. એ રંગ કપડાં રંગવામાં અને ખાસ કરીને શરીરશૃંગારના સાધનો રંગવામાં થાય છે. એનો દવામાં પણ ઘણો ઉપયોગ થાય છે. આ ઉદ્યોગ બનાવટી રંગના જમાનામાં પણ બહુ વિસ્તૃત પ્રમાણમા ચાલે છે.

જંતુનો બીજો મહત્ત્વનો આડકતરો ઉપયોગ ફૂલોના પરાગનો ફેલાવો કરી ફૂલોમાંથી બીજોત્પત્તિ કરવાનો છે. પુંકેસરોનો પરાગ સ્ત્રીકેસરના ટોપ ઉપર લઇ જવાનું કાર્ય બે રીતે થાય છે—એક પવનની મદદથી અને બીજું પખીઓ અને જંતુની મદદથી. પતંગિયાં, કીડી મંકોડી અને મધમાખી ફૂલોના રંગો અથવા તેમાં રહેલા રસોથી આકર્ષાય છે. ફૂલો ઉપર બેસવાથી તેમના અંગ ઉપર પુંકેસરનો પરાગ લાગે છે. એ પરાગ સ્ત્રીકેસરના ટોપ ઉપર પડીને બીજકોષમા જઈને બીજની રચના કરે છે. ઘણી વનસ્પતિનાં પુષ્પો એકલિંગી હોય છે. નરપુષ્પો અમુક વેલા ઉપર થાય છે. અને સ્ત્રી પુષ્પો બીજા વેલા ઉપર થાય છે. કેટલાક ઝાડ ઉપર નરપુષ્પ અને સ્ત્રીપુષ્પ જુદીજુદી જગ્યાએ લાગે છે. આથી નરપુષ્પના પરાગને સ્ત્રીપુષ્પ ઉપર લઈ જવાનું કાર્ય ઘણું જ અગત્યનું છે. જો પતંગિયા કીડી મંકોડી અને મધમાખ એ કાર્ય મુખ્યત્વે ન કરતાં હોત તો આપણને ચણા, વટાણા, ટામેટાં, તરબૂચ, અને કપાસ જેવા ઉપયોગી પાકો પુરતા પ્રમાણમા મળી શકતે નહિ. આ સર્વ વનસ્પતિના ફૂલો આકર્ષક રંગનાં હોય છે.

પાંખવાળી ઉધઈ કેટલાક દેશોમાં ખોરાક તરીકે પણ વપરાય છે. તીડ પણ ઘીમાં તળાઇને ખોરાક તરીકે બલુચિસ્તાનમા વપરાય છે. કેટલાક જલકીટ (water bugs)-નાં ઈંડા મેક્સિકોમાં ખોરાક તરીકે વપરાય છે, આ ઉપરાંત મરઘા કુકડાંના ઉછેર માટે જંતુઓ ઘણાં ઉપયોગી બને છે. આ પંખીઓનો એક મહત્ત્વનો ખોરાક જંતુઓ જ છે.

આ ઉપરાંત આડકતરી રીતે કેટલાંક જંતુઓ બીજાં ઉપદ્રવી જંતુનો આહાર રીને મનુષ્યને ઉપયોગી બને છે, એ પ્રમાણે આપસઆપસમા જંતુઓ એકમેકને ઈ જતાં ન હોત તો દુનિયામાં જંતુનો ઉપદ્રવ હાલના કરતાં અનેકગણો વધી ગયો ા. આવી રીતે બીજા જંતુને ખાઈ જનારાં જંતુમાં કેટલાંક પરોપભોગી (predators) ે કેટલાંક પરોપજીવી (parasites) હોય છે. પરોપભોગી જંતુઓ તેમનાથી ળા બીજાં જંતુઓનો ખોરાક તરીકે ઉપયોગ કરે છે અને એ રીતે બીજા દુશ્મ- ની વસતી ઓછી કરે છે. પરોપજીવી જંતુઓ તેમનાથી ઉચ્ચકોટીનાં જંતુનાં રમાં વાસો કરીને તેમના શરીરમાંથી પોષણ મેળવી વૃદ્ધિ પામે છે અને અંતે જંતુને મારી નાંખે છે.

વાણીયા (Dragonflies), સીરફિડ માખી (syrphid flies), લેડિ-બર્ડ કીટક (Ladybird beetles) અને એફિડ લાયન્સ (aphid lions) પરોપભોગી જંતુઓ છે. વાણીયા માખી, મચ્છર અને બીજાં પાણીજન્ય જંતુઓના કીડાઓ અને નાનાં બચ્ચાંને ખાઇને પોતાનું ગુજરાન ચલાવે છે. એજ પ્રમાણે બીજાં જંતુઓ અનેક જંતુઓને જન્મતાં જ ખાઇ જઇને તેમની વસતી અટકાવે છે. ઈયર વિગ—કાનકીડા (earwig) ખાસ કરીને ઉકરડા અને સડતા ઢગલાઓમાંથી અનેક જાતનાં જંતુની ઇયળોને ખાઇ જાય છે; મેન્ટીડ નામનું જંતુ પતંગિયાને ખાઇ જાય છે: કીડાખાઉ (antlion=ભૂવો-લંગ્રી) તેમનાં શંકુ આકારનાં ધૂળમાં કરેલાં દરોમાં કીડીને સપડાવી માત્ર તેમના ભોજન ઉપર જ જીવે છે; પાણીકીડા પાણીમાં થતાં અનેક જંતુને ખાઈ જાય છે.

પરોપજીવી જંતુમા ટેખીનિડ માખી (tachinid flies–diptera) અને હિમેનોપ્ટેરસ ભમરી (hymenopterous wasps) મુખ્ય છે. ટેખીનિડ માખી સામાન્ય ઘર–માખીને મળતી આવે છે. એ માખી તેના ઇંડાં પતંગિયાંની ઈયળના શરીર ઉપર મૂકે છે. એ ઇંડામાંથી નીકળતાં જંતુ ઈયળના શરીરમાં ઘૂસી જાય છે અને ઇયળના શરીરમાથી પોષણ મેળવી મોટાં થાય છે અને અંતે ઈયળ મરી જાય છે. ભમરીઓને ઇંડા મુકવાને એક અણીવાળી ગર્ભાશય નળી હોય છે. આ નળી વાટે ઇયળના શરીરને ભોંકીને તેમા ભમરી ઇંડાં મુકે છે. આ ઇયળના શરીરનો ખોરાક તરીકે ઉપયોગ કરીને ભમરીનાં બચ્ચાં બહાર આવે છે. ભમરી માખી, વંદા, મધમાખ, એફિડ અને ઝાડ ઉપર થતાં જંતુની ઇયળો ઉપાડી લાવે છે.

પરોપભોગી જંતુઓ પરોપજીવી જંતુઓ કરતાં વધારે ઉપયોગી છે કારણ કે એકજ પરોપભોગી જંતુ અનેક જંતુનો આહાર કરે છે, જ્યારે અનેક પરોપજીવી જંતુઓ એકજ જંતુનો ભોગ લે છે. આ ઘટના ધ્યાનમાં લઇને જીવવિદ્યાનિષ્ણાતો અમુક પ્રકારના જંતુઓનો ઉછેર કરવાનાં પ્રયોજનો કરે છે. પ્રાણિસૃષ્ટિમાં માનવ જાતના મહાન શત્રુઓ જંતુઓ જ છે. કારણ કે એમના વડે થતું જાનમાલનું પ્રચંડ નુકસાન પ્રતિવર્ષ થયા કરે છે. જ્યારે વિગ્રહ તો ઘણા વર્ષો પછી ફાટી નીકળે છે. આમ છતા જંતુઓ માણસના મિત્ર બનીને અનેક રીતે મદદકર્તા પણ થઇ પડે છે.

---

**એની કોણ ના કહી શકે**

'Colleges are good on punctuation marks but not on what to put between them.'

—*Alva Johnson*

## સ્વશિક્ષિત વનસ્પતિવિદ્દ્ર

# રામચંદ્ર કાશિનાથ ભિડે

શ્રીપાદ લક્ષ્મણ આજરેકર : હ. પ. પરાંજપે

('પ્રકૃતિ' માટે લખેલા-અંગરેજી લેખનું ભાષાન્તર)

['સેટ્‌વિક અને સેક્સ્ટન સંગૃહીત 'ઉત્તર ગુજરાતની વનસ્પતીઓ'ના આકર-ગ્રન્થમાં વનસ્પતીઓનો જાતિ નિર્ણય કરનાર એક શ્રી આર. કે. ભિડેનું નામ અવાર-નવાર નજરે પડે છે. અજ્ઞાત અથવા શંકાસ્પદ વનસ્પતિઓનો નિર્ણય મેળવવાનું બ્રિટીશ સામ્રાજ્યનું મધ્યવર્તિ કેન્દ્ર 'ક્યૂ' છે. ભારતવર્ષમાં એવું કેન્દ્ર કલકત્તાનો બોટેનિક ગાર્ડન્સ છે. આ સંસ્થાઓમાં જે નિર્ણયો થાય છે, એવા જ પ્રમાણભૂત નિર્ણયો આપનાર શ્રીભિડેમાં સેટ્‌વિક અને સેક્સ્ટન જેવા ગોરાઓની અસાધારણ શ્રદ્ધા જોઇ, કુતૂહલવશાત્ મેં શ્રીભિડે કોણ હતા, એ જાણવાનો પ્રયત્ન કર્યો. એ વિષે મારા સ્નેહી અને ગુજરાત કોલેજના ભૂતપૂર્વ અધ્યાપક શ્રી આજરેકર પાસેથી જે માહીતી મળી એ અહીં આપું છું. -તંત્રી]

આધુનિક સમયમાં 'વનસ્પતિવિદ્યા', અભ્યાસના વિશિષ્ટ વિષય તરિકે અત્યંત ઊંચી કક્ષાએ પહોંચી છે. એમાં નિપુણતા અર્થે વિદ્યાપીઠનું શાસ્ત્રીય અને પ્રાયોગિક શિક્ષણ અનિવાર્ય છે. આ પરિસ્થિતિમાં, જેનું મુખ્ય શિક્ષણ અને તૈયારી કેવળ ડ્રૉઇંગ શિક્ષક અને ચિત્રકારના ધંધા પૂરતાં જ છે, એવી વ્યક્તિને વનસ્પતિશાસ્ત્રના ક્ષેત્રમાં જાણવા જેવી પ્રગતિ કરતી જોવાનું જવલ્લે જ બને છે. એવી એક વ્યક્તિ તે આ જીવનચરિતના નાયકઃ શ્રી રામચંદ્ર કાશિનાથ ભિડે. એમનો જન્મ તા. ૨૦મી ફેબ્રુઆરી ૧૮૭૩ના દિવસે થયો હતો, પૂણાની ન્યુ ઇંગ્લીશ સ્કુલમાંથી સેકંડગ્રેડ આર્ટની પરીક્ષા પાસ કરીને એમણે નીશાળ છોડી અને સને ૧૮૯૧-૯૨ માં મુંબાઇની સ્કુલ ઑફ આર્ટમાં દાખલ થયા. અહિં એમણે સને ૧૮૯૬ પર્યંત અધ્યયન કર્યું. સને ૧૮૯૩ માં ડ્રૉઇંગની થર્ડ ગ્રેડની તેમજ જૂના નિયમો હેઠળની બ્લેકબોર્ડ ડ્રૉઇંગ ટીચર્સ પરીક્ષા પાસ કરી. સાથે સાથે ચિત્ર-કળાનું શિક્ષણ પણ લીધું અને જીવંત મનુષ્યને સામે રાખીને ચિત્રાલેખનનો અનુભવ પણ લીધો. એમના શિક્ષકોમાં પ્રિન્સીપલ જહોન ગ્રીફીથ અને વાઇસ પ્રિન્સીપલ ઇ. ગ્રીનવુડ હતાં. શ્રી ભિડેની પેઠે આગળ જતાં પ્રતિષ્ઠા મેળવનાર એમના આર્ટ સ્કુલના સહાધ્યાયીઓમાં રા. બ. ધુરંધર, શ્રી પાતવળેકર, શ્રી આંગસ્કર, અને શ્રી તાસ્કરને ગણાવી શકાય. સને ૧૮૯૫ માં ફલસંચયનાં તૈલચિત્ર બદલ મુંબાઇની આર્ટ સોસાયટીના પ્રદર્શનમાં એમને

રૂા. ૬૦નું પારિતોષિક મળેલું. એમણે કરેલાં તૈલચિત્રોમાં સાતારાના કોર્ટહોલમાંનું ન્યાયમૂર્તિ રાનાડેનું, પૂણાની એન્જીનીઅરીંગ કોલેજમાંનું વૂડ્રોનું, પૂણા નગર વાચનાલયમાંનું રા. બ. વા. બા. કાનિટકરનું, પૂણાની ખેતીવાડી કોલેજમાંનું ડો. માનનું, પૂણાના ડી. એસ. પી. ગાઇડર્નું–મુખ્યત્વે ગણાવી શકાય. એમણે લેડી નોર્થકોટને ઉપવનવાસી ફૂલ છોડનાં ૬૦ રંગીન ચિત્રો કરી આપ્યાં હતાં તેમજ કુ. ગેમીના પિતામહનું તૈલચિત્ર અને શ્રી. વૂડ્રોનું ચાકથી કરેલું ચિત્ર પણ આલેખ્યાં હતાં. આ તમામે એમના કૌશલ્યનાં મુક્તકંઠે વખાણ કર્યાં હતાં.

સને ૧૮૯૮માં શ્રી વૂડ્રોએ, પૂણાની ઇજનેરી કોલેજના વનસ્પતિભંડારના સંગ્રહપાલ તરિકે, સવિશેષ તો વનસ્પતિનાં રંગીન ચિત્રો કરવા માટે શ્રીભિડેની નીમણૂંક કરી. શ્રીભિડેએ મુંબાઈની નેચરલ હીસ્ટરી સોસાયટીના તત્કાલીન મંત્રી શ્રીમિલાર્ડની વિનંતિ, પરથી વિવિધ જાતનાં ઓરકીડ (Orchid)નાં રંગીન ચિત્રો દોરી આપ્યાં હતાં, જેમાનાં કેટલાંક એ સોસાયટીના ત્રૈમાસિકમાં પણ પ્રસિદ્ધ થયાં હતાં. સદ્ગત શ્રીગેમીએ ભારતવર્ષમાં ઊગતી કપાસની વિવિધ જાતો ઉપજાતોનાં વિસ્તૃત અને સંપૂર્ણ વર્ણનો મોટાં રંગીન ચિત્રો સાથે પ્રસિદ્ધ કર્યાં છે. એ તમામ ચિત્રો શ્રીભિડેનાં આલેખેલાં છે. શ્રી વૂડ્રોના 'કેરી' વિષેના ગ્રંથ માટેનાં રંગીન ચિત્રો પણ શ્રીભિડેએ જ કરી આપ્યાં હતાં.

બેકનના પેલા સુજ્ઞાત સુભાષિત–'લેખન વ્યવસાય મનુષ્યને ચોકસ બનાવે છે'–થી કોણ અજાણ્યું છે. એનો વિસ્તાર કરીને આપણે કહી શકીએ કે 'આલેખન અને ચિત્રશિલ્પ મનુષ્યને અતિશય ચોકસ બનાવે છે.' શ્રીભિડેની નીમણૂક પ્રધાનતયા શ્રીવૂડ્રો માટે વનસ્પતીઓનાં રંગીન ચિત્રો તૈયાર કરવા માટે કરવામાં આવી હતી અને આ કામમાં એમને વનસ્પતીઓની ઝીણામાં ઝીણી વીગત ઉપર ખૂબ ધ્યાન આપવાનું હતું એટલે સ્વાભાવિક રીતે જ વનસ્પતીના નામની સાથે એનાં અંગઉપાંગનાં સંપૂર્ણ લક્ષણો એમને જોવાં પડતાં. પરિણામે શ્રીભિડે વનસ્પતિશાસ્ત્રના રજ પણ જ્ઞાન કે પૂર્વાભ્યાસ સિવાય, વનસ્પતીઓની સંજ્ઞા સાથે લક્ષણો પણ શીખી ગયા. નજીવી કિંમતના ખુદ્દર્શક કાચની મદદથી એ, એકજ જેવી લાગતી બેચાર જાતની વનસ્પતીઓના ઉપરચોટીયા અવલોકનથી એમનો જાતિવિભેદ કરી શકતા હતા. આ પદ્ધતિથી એ પ્રથમ તો 'ઓરકીડ'–જેનું લક્ષણજ્ઞાન ભલભલા શિક્ષણસંપન્ન વનસ્પતિવિદો માટે પણ અત્યંત દુષ્કર મનાય

છે તે-વનસ્પતીઓમાં નિષ્ણાત થઇ ગયા. ત્યારબાદ તૃણવનસ્પતિઓના, એમને આખા મુંબાઇ ઇલાકામાં અને ખાસ કરીને દખ્ખણ અને કર્ણાટકમાં તથા કોંકણના ઘાટોમાંથી વનસ્પતીઓના નમુના ભેગા કરવાના અનેક અવસર મળ્યા હતા અને આ રીતે અંતે એ મુંબાઇ ઇલાકાની વનસ્પતીઓના નિર્ણયકાર્યમાં 'પ્રામાણિકતમ' ગણાવા લાગ્યા. આજે પણ પ્રસંગે એમની પાસે માર્ગદર્શનની યાચના કરાતી જ રહે છે.

સને ૧૮૯૯ ના અરસામાં, ડૉ. કૂક, જે એ વખતે એમનું 'મુંબઇ ઇલાકાની વનસ્પતીઓ 'નું બૃહદ્દાનસ્પત્યમ્ રચતા હતા, તેમને Kalenchoe olevacea*ના નમૂનાની જરૂર પડી અને પંચગનીમાંથી એ ભેગા કરવાનું એમણે શ્રી ગેમીને લખ્યું. એ ઉપરથી શ્રી ભિડે નમૂના ભેગા કરવા ત્યાં ગયા. પાછા ફરતી વખતે એમને 'કાલેન્ચો 'નો એક છોડ એવો મળ્યો કે જે માત્ર રંગ અને કેટલાંક સૂક્ષ્મ લક્ષણો સિવાય બીજી બધી રીતે દેખાવમાં હુબહુ K. olevacea જેવો જ લાગતો હતો. શ્રી ભિડેએ તરત જ એના ફૂલનું ચિત્રશિલ્પ કરી લીધું અને એ ચિત્ર તથા નમુનો ડૉ. કૂકને મોકલી આપ્યાં. બારીકાઇથી અવલોકતાં ડૉ. કૂકને એ તદ્દન અદૃષ્ટપૂર્વ એક નવી જ જાત જણાઈ અને એને શ્રી ભિડેના નામ સાથે જોડીને, Kalenchoe Bhidei, T. Cooke એવી પારિભાષિક સંજ્ઞા આપી.×

સને ૧૮૯૯–૧૯૦૦ના દુકાળ વખતે મુંબાઇ સરકારે તમામ જીલ્લાના કલેક્ટરો પર હુકમ કહાડ્યો કે એ દિવસોમાં એમના પ્રદેશોમાં લોકો ઢોરના ખોરાક તરીકે જે જે તૃણ અને અન્ય ઘાસચારો વાપરતા હોય તેના નમુના સ્વરૂપનિર્ણય અને અવલોકનાર્થે પ્રો. ગેમીને મોકલી આપવા. આના પરિણામે આખા ઇલાકામાંથી ઠેરઠેરથી ઘાસના અને બીજી જાતની વનસ્પતીઓના ઢગલે ઢગલા કૉલેજમાં આવી પડ્યા. એ તમામને વિભાગવાર જુદા કરવાનું કામ, સંગ્રહપાલ તરીકે શ્રીભિડેને માથે આવ્યું. જેને લીધે નજર નાખતાં વેંત વનસ્પતીઓ ઓળખી કહાડવાની, એમનું સૂક્ષ્માવલોકન કરવાની તેમજ ચિત્રો દોરવાની સરસ તક એમને સાંપડી. સને ૧૯૦૪માં શ્રીગેમી રજા ઉપર ઉતર્યા એટલે એમનું કામ શ્રીભિડેને સંભાળી લેવું પડયું અને ૭ મહિના સુધી મુંબાઈ ઇલાકાની બોટેનીકલ સર્વેની તમામ જવાબદારી

---

* ખાટખટૂંબો કે જખમેહયાતના વર્ગની વિશિષ્ટ વનસ્પતી; આપણા ત્યાં જોવામાં આવતી નથી.—તંત્રી

×વર્ણન માટે જુઓ Cooke; Flora of Bombay Pt. I, P. 467.—તંત્રી

એમને શિરે રહી. સને ૧૯૦૯માં પોતે કરેલાં તૃણવર્ગનાં અવલોકનોની યથાર્થતાની પરીક્ષા કરાવવા કલકત્તા પણ જઇ આવ્યા. તૃણવર્ગનો અભ્યાસ કરતી વખતે એમને કેટલાંક એવાં પણ તૃણ જડી આવ્યાં કે જેનો વર્ણનોલ્લેખ હૂકરે અગર કૂકે કર્યો ન હતો. આવી સામગ્રીમાં 'Woodrowia diandra' નામનો એક નમૂનો હતો, જેનું વર્ણન ખોટી રીતે કરવામાં આવ્યું હતું, એવું શ્રીભિડેના ધ્યાનમાં આવ્યું. એમની ખાતરી થઇ કે આ ગોત્ર નમુનાના ખોટા અંગચ્છેદના આધારે સ્થાપવામાં આવ્યું હતું, એથી એ વાત એમણે 'ક્યૂ' વનસ્પતિભંડારના અધિષ્ઠાતા ડૉ. ઓ. સ્ટાફના ધ્યાન ઉપર આણી. ડૉ. સ્ટાફે શ્રીભિડેની વાત માન્ય રાખી, અને એ વનસ્પતીને Dimeria diandra એવું નવું નામ આપ્યું. કલકત્તાના વનસ્પતિભંડારમાં પણ એ જ ભૂલ કરવામાં આવી હતી. તૃણવર્ગના અભ્યાસ દરમ્યાન શ્રીભિડેએ ઘાસની કેટલીય જાતો શોધી કહાડી હતી. શ્રીગેમીએ કાસલ રોક પરથી તૃણનો એક નમુનો વીણેલો હતો, જે મુંબાઇ ઇલાકામાં થવાનું નોંધાયું ન હતું. એ નમૂનો Danthoniaની એક નવી જ જાતનો હતો એટલે શ્રીભિડેએ એને, શ્રીગેમીનો નામ સાથે જોડીને, Danthonia gammiei સંજ્ઞા આપી હતી.

શ્રીભિડેએ શોધી કહાડેલી અન્ય એક મહત્ત્વની વનસ્પતી, જેને એમણે Ischoemumની તે પૂર્વે અનાવિષ્કૃત નવી જ જાત માનેલી તે હતી અને એને એમણે, સરકારી વનસ્પતિશાસ્ત્રના અર્થવિદ ડૉ. બર્ન્સના નામને અનુલક્ષીને Ischoemum burnsianum* નામ આપ્યું હતું. એના સમર્થન માટે એમણે એ નમૂનો ડૉ. સ્ટાફને મોકલી આપ્યો. ડૉ. સ્ટાફે, એ નવીન જાત છે એટલું જ નહિ પણ નવું ગોત્ર પણ છે એવો અભિપ્રાય આપ્યો અને શ્રીભિડેના તૃણવર્ગના તલસ્પર્શી જ્ઞાન અને લોકોત્તર સંશોધનની કદરરૂપે એ ગોત્રનું નામ 'Bhidei' રાખ્યું. વૈજ્ઞાનિક નામવિધાનના નિયમાનુસાર ગોત્રવાચક નામો એ જ વનસ્પતિવિદ્‌ના પુરુષાર્થનો, જેની આશા રાખી શકે એવો, એકમાત્ર બદલો છે. અને એ માત્ર એના એકલાના હિત માટે જ હોય છે. આમ એ નવી વનસ્પતિને શ્રીભિડેના નામ સાથે જોડીને ડૉ. સ્ટાફ જેવા જગદ્વિખ્યાત વનસ્પતિવિદ્દે શ્રીભિડેના પરિશ્રમનું આ રીતે મૂલ્યાંકન અને પ્રતિષ્ઠા કર્યાં, એ સર્વથા યોગ્ય જ થયું.

સને ૧૯૨૦માં શ્રીભિડેને, ઉત્તર કાનડામાંના હાસાળ આગળથી એક નમૂનો મળી આવ્યો, જેને તપાસતાં એ Lepturus repens જણાયો. હૂકરે અગર કૂકે એને મુંબાઇ ઇલાકામાં ઊગતો જણાવ્યો નથી. મુંબાઇ

* મુંજનું પીતરાઇ; કૂકના ખોખમે ફ્લોરામાં વર્ણવેલું નથી.—તંત્રી

ઇલાકાનાં મોટા ભાગનાં ઘાસનાં શ્રીભિડેએ દોરેલાં ચિત્રો બ્લેટર અને મેક્કેને* પ્રસિદ્ધ કર્યાં છે.

ગુજરાત કૉલેજનો વનસ્પતિશાસ્ત્રનો અધ્યાપક સેક્સટન લોણાવળા, ખંડાળા, વગેરે સ્થળે વનસ્પતીઓ ભેગી કરવાની યાત્રાઓમાં શ્રીભિડેને સાથે લઇ જતો અને શ્રીભિડેએ અનેક વિવિધ વનસ્પતીઓનાં ચોક્કસ નામકરણ એને કરી આપ્યાં હતાં. "ઉત્તર ગુજરાતની વનસ્પતીઓ", ગ્રંથનો લખનાર અમદાવાદનો કલેક્ટર, શ્રીસેજવીક પણ ઓળખાણ ખાતર વનસ્પતીઓના નમૂના શ્રીભિડેને મોકલી આપતો હતો.

સને ૧૯૧૨ થી ૧૯૧૮ દરમ્યાન શ્રીભિડે ખેતિખાતાના સરકારી કામમાં મુંબઇ ઇલાકામાં થતી ચોખાની વિવિધ જાતોને ઊગાડવાના અને અભ્યાસના કામમાં રોકાયેલા હતા, જે કામનો શ્રીહોમ્સસ્મિથે તે પૂર્વે આરંભ કર્યો હતો. સને ૧૯૨૧માં શ્રીગીમ્બરના અકાળ કમનસીબ મરણને લીધે ખાલી પડેલી જગાએ શ્રીભિડેની 'વનસ્પતિસંવર્ધક' તરીકે નિમણૂક થઇ ત્યારે એમને આ અનુભવ ખૂબ ઉપયોગી થઇ પડ્યો. આ જગાએ, એ સને ૧૯૨૭ના માર્ચમાં રિટાયર થયા ત્યાં લગી એમણે કામ કર્યું.

સને ૧૯૨૭ના માર્ચમાં શ્રીભિડે સરકારી નોકરીમાંથી ફારગ થયા, અને ત્યાર પછીના જ વરસમાં એપ્રિલ માસમાં ડૉ. માન, જેમને ખેતીવાડી સંબંધમાં સલાહ લેવા નીઝામ સરકારે હુંક સમય પૂરતા બોલાવ્યા હતા તેમની ભલામણથી એમને નિઝામ રાજ્યના ખેતીવાડી ખાતામાં વનસ્પતિસૃષ્ટિના 'અર્થવિદ્' તરીકે રાખી લેવામાં આવ્યા. એકંદરે ૭ વરસ સુધી શ્રીભિડેએ હૈદરાબાદ રાજ્યમાં નોકરી કરી; જો કે એમની નીમણૂંક તો ત્રણ વરસ પૂરતી જ હતી.

મુંબાઇ સરકારના ખેતીવાડીખાતામાં હતા ત્યારે અવકાશના વખતમાં શ્રીભિડેએ પ્રો. પન્નેટના 'મૅન્ડલીઝમ' અને ફૉર્ડના 'હેરીડીટી' ગ્રન્થોનું મરાઠીમાં ભાષાંતર કર્યાં હતાં, જે હજુ અપ્રસિદ્ધ છે. 'પરિભાષા મંડળ'ની પ્રવૃત્તિમાં પણ એ ખૂબ રસ ધરાવે છે અને વનસ્પતિશાસ્ત્ર, છોડ ઉછેર અને આંકડાશાસ્ત્રને લગતા અનેક યોગ્ય પારિભાષિક શબ્દો એમણે સૂચવ્યા છે. 'મહારાષ્ટ્ર ચિત્રકારમંડળ'માં પણ એ રસ લે છે અને હાલે એના વ્યવસ્થાપક પ્રમુખ છે.

શ્રીભિડેની વનસ્પતિવિષયક પ્રવૃત્તિ અને સંશોધનનો આ અલ્પ પરિચય સમાપ્ત કરતાં પહેલાં એ જણાવવું આવશ્યક છે કે શ્રીભિડેની પૂર્વે ઘણાંય વર્ષોથી અનેક ખ્યાતનામા વનસ્પતિવિદો શોખના વિષય તરીકે આ પ્રાંતની વનસ્પતિઓનું અન્વેષણ કરતા આવ્યા હતા; જેમનાં નામ આ ઇલાકાની વનસ્પતિઓના અભ્યાસીઓને સુપરિચિત છે. પણ હવે સરકારી

* 'Bombay Grasses' ગ્રંથમાં. —તંત્રી.

ખેતીવાડીખાતું વનસ્પતિઓના નમૂના એકઠા કરવાના કામને ઓછા મહત્ત્વનું ગણવા લાગ્યું છે. ખરું પૂછો તો એ ખાતાના અમલદારો વનસ્પતિસંગ્રહ માટે ક્વચિત્ જ પર્યટનો કરે છે અને એ પણ અલ્પ સમય પૂરતાં જ અને પૂણાથી બહુ દૂરનાં નહિ. કારણ એમાંનાં કેટલાંક તો માત્ર વિદ્યાર્થીઓને તાલીમ આપવા પૂરતાં જ હોય છે. પૂણાની આસપાસ અથવા તો લોણાવળા, ખંડાળા, માથેરાન, મહાબળેશ્વર, અને પંચગની જેવાં સ્થળોનાં પર્યટનો પણ, વનસ્પતિઓના અભ્યાસમાં સામાન્ય રસ ધરાવનાર ત્યાંથી કોઇ નવી વનસ્પતી શોધી કહાડે એ દૃષ્ટિએ તો હવે સાવ નિરર્થક છે. કારણ આ સ્થળોએ બીજું વરસ અનેક જાતના માણસો એટલા બધા આવે છે કે આમાંના કોઇનીય નજરે ન ચ્હડી હોય એવી નવીન વનસ્પતિ જડી આવવી એ સર્વથા અસંભવિત છે. પરંત જેણે વનસ્પતિસૃષ્ટિના એકાદ વિશિષ્ટ અંગ દા. ત. આલ્ગી, ફર્ન, તૃણ અથવા સેજનું તલસ્પર્શી અવગાહન કર્યું છે, એવા નિષ્ણાતને તો હજુય કોઇ અજ્ઞાતપૂર્વ જાત જડી આવવાનો અવકાશ રહે છે. શરત માત્ર એટલી જ કે એની નજરે ચઢતી દરેકે દરેક વનસ્પતિને, પૂર્વે જોયેલી છે એમ માની બાજુએ ખસેડી ન દેતાં, ખૂબ ધ્યાનપૂર્વક તપાસી જોવાનો પરિશ્રમ એણે કરવો જોઇએ. શ્રીબ્લિડેની તો પ્રતિજ્ઞા હતી કે ફૂલવાળું કોઇ પણ તૃણ જડે તો એને પૂરેપુરૂં તપાસી જોયા સિવાય બનતાં સુધી બાજુએ ન મૂકવું. આ ટેવને લીધે જ મુંબાઇ ઇલાકામાં ૨૫૦થી યે વધુ જાતનાં તૃણથી એ સુપરિચિત થઇ શકયા હતા. આ માર્ગે જ એ આટલી આટલી નવી તૃણ જાતોનો આવિષ્કાર કરી શકયા હતા.

શ્રીબ્લિડે એમના લેખનમાં ખૂબ ચોકસ રહે છે; રખેને કોઈ પદ કે શબ્દ ઉપરચોટીયા અગર ખોટા અર્થનું વાચક નીવડે, જેને લીધે અતિશયોક્તિ થઇ જાય કે તાત્ત્વિક સમાલોચનાની કસોટીએ એ ટકી ન શકે. નની તૃણ જાતિઓની એમની વ્યાખ્યાઓ હમેશાં અત્યંત ચોક્કસ હોય છે. એટલે બીજાઓ પાસેથી પણ એ એવી જ ચોકસાઈની આશા રાખે છે. શ્રીબ્લિડેમાં કોઇ પણ દોષ હોય તો તે, એમની જાતને પાછળ રાખવાનો છે. કોઇની આગળ પોતાની મહત્તા એ ગાતા નથી તેમ ઇરાદાપૂર્વક કોઈના પણ ધ્યાન ઉપર એમના કામને લાવતા નથી. ઉલટું એ શું સંશોધન કરે છે, એ જાણવા માટે તો એમની પાસે પુછતા જવું પડે. ત્યારે જ એ એમના કામની હકીકત કહે છે.

મદ્રાસ, નાગપુર, બનારસ, મુંબઈ, વગેરે સ્થળે ભરાયલાં ઇન્ડિઅન સાયન્સ કોંગ્રેસનાં સંમેલનોમાં એમણે અનેક શાસ્ત્રીય લેખો વાંચ્યા છે.

શ્રીબ્લિડેને ૭૦ વરસ પુરાં થયાં છે છતાં અત્યંત ચપળ અને શરીરે ખૂબ નિરોગી છે. ઇશ્વર એમને દીર્ઘાયુ અને નિરામય કરે, એ જ આપણી ઇચ્છા હોય.

---

# કચ્છનાં મેષશૃંગી

હરિનારાયણ આચાર્ય

**થોડા** વખત ઉપર કચ્છના શ્રીમહારાવશ્રીએ એમના કેળવણી ખાતાના અધ્યક્ષ શ્રી જે. એચ. સ્મિથ દ્વારા કચ્છની ડુંગરાળ ભોંયમાંથી મળી આવતા (Fossils) સુપ્રસિદ્ધ મેષશૃંગી પ્રાણીઓના અશ્મીભૂત અવશેષોના સાઠ જેટલા દુર્લભ નમૂના ગુ. પ્ર. મંડળને ભેટ મોકલવાની સહૃદયતા દર્શાવી છે. એથી મંડળના સંગ્રહમાં અમૂલ્ય વધારો થયો છે. કારણ સમગ્ર ભારતવર્ષમાં આવા પ્રાણિઅવશેષો કચ્છ સિવાય અન્યત્ર માત્ર રાજપૂતાનામાં જેસલમેર, હિમાલયમાં સ્પિતિ, બલોચીસ્તાનમાં ક્વેટા, સોલ્ટરેન્જમાં કાળા બાગ અને અટક જેવાં જૂજ સ્થળે જ મળે છે. એમાં પણ કચ્છ જેટલા વિવિધ અને વિપુલ તો કહિં જ નહિ. શ્રીકચ્છનરેશે મોકલેલા નમૂના અહિંતહિંથી હાથ આવ્યા એમ કાંકરા પેઠે ભેગા કરેલા નથી પણ શ્રીસ્મિથ જેવા સમર્થ નિષ્ણાતે જાતે બુદ્ધિપૂર્વક અને કાળજીથી વીણી વીણી સંગ્રહેલા છે. કચ્છના પ્રાણિઅવશેષોના જે થોડા અભ્યાસીઓ—બ્લેક, વાઈને, ફેડન, વાગન, સ્ટોલિક્ઝ્કા, સ્મિથ અને રાજપાલ—થયા છે, એમાં શ્રીસ્મિથનું સ્થાન ઘણું ઊંચુ છે. ત્રીસ પાત્રીસ વર્ષના સતત પરિભ્રમણ, અવલોકન અને અભ્યાસદ્વારા શ્રીસ્મિથે કચ્છનાં મેષશૃંગીનું જે જ્ઞાન મેળવ્યું છે, તે અદ્વિતીય છે. એમનો પોતાનો સંગ્રહ પણ એવો અમૂલ્ય, વિશાળ અને વ્યાપક છે કે એવો સંગ્રહ ખુદ બ્રિટીશ મ્યુઝિયમમાં પણ નથી. મુખ્યત્વે એમણે મોકલેલા નમૂનાઓ તથા વીગતોના આધારે જ ડૉ. સ્પાથે કચ્છના મેષશૃંગીઓ વિષયનો પોતાનો મહાભારત ગ્રંથ લખ્યો છે.



મેષશૃંગી એટલે એમોનાઇટ (Ammonites) નામનાં કરોડો વર્ષ ઉપર થઇ ગયેલાં જળચર પ્રાણીઓ. એમના કલેવરનો આકાર જલેબી પેઠે ગોળ ગુંચળા વળેલાં ઘેટાના શીંગડાને તાદૃશ મળતો આવે છે તેથી જ તેમને 'મેષશૃંગી' (લાટિન Ammon = મેષ દેવ; ભૂપૃષ્ઠમાંથી મળી આવે છે – Fossils–તેથી તેને ites પ્રત્યય લગાડીને Ammonites ) નામ અપાયું છે. આજે એ પ્રાણીઓનો એકેય વંશ હસ્તિમાં નથી, પણ એમના વર્ગનાં આધુનિક પીતરાઇ નૉટીલસ ગણી શકાય. મેષશૃંગીઓનાં શરીર, શંખની પેઠે ચુનાનાં બનેલાં હતાં અને એના અંદરના પોલાણમાં આડા પડદા હતા. એમાં રહેતા પ્રાણીનું શરીર નરમ અને સુંવાળું હતું.

ભૂવિદ્યાવિદોની ગણતરી અનુસાર આવા પ્રાણીઓ ભૂરચનાના મધ્યયુગમાં ઉરાકાળમાં એટલે આજથી સાતઆઠ કરોડ વર્ષ ઉપર દરિયાના પેટાળમાં રહેતા તા. જે સ્થળે આજે કચ્છ છે ત્યાં એ કાળમાં વિશાળ સમુદ્ર હતો. આરંભમાં આ સમુદ્ર મ ઊંડો અને અત્યંત શાંત, કોઇ પણ જાતની મોજાંની હાલચાલ વિનાનો હતો. માં મેષશૃંગી, એમનાં સવર્ણી ભલ્લાકૃતિ (Belemnites) અને અન્ય ઊંડાં ીનાં રહેનારાં પ્રાણીઓની વિવિધ કોટિઓ રહેતી હતી. કાલાતિક્રમે પૃથ્વીના ગર્ભમાં ાત શરૂ થયા. સમુદ્રના તળીયે માટીનાં કાંપનાં પડ જામવા લાગ્યાં અને એમાં ી, વગેરેના મૃતદેહ ભંડારાવા લાગ્યા. આમ ઉપરાઉપરિ પડો બંધાવાને લીધે




સમુદ્ર છીછરો થતો ગયો. પાછલા વખતમાં એના પેટાળમાં કાંપનાં પડોઃઉપર રેતાળ પથ્થરનાં પડનાં થર જામી ગયાં. છેવટે ભૂગર્ભમાં થયેલા ભયંકર ઉત્પાતોના પરિણામે આ આડાં પડેલાં પડો, વચ્ચેથી ઊપસી આવીને ઊંચાં શિખર પેઠે મહાકરૂપ ઊભાં થઈ ગયાં.

કચ્છ દેશનું આજનું કલેવર આવા પત્થરોનું બનેલું છે. એના બે વિભાગ પાડી શકાય: ૧. ભૂરચનાનો તૃતીય અને અર્વાચીન યુગના તથા જ્વાલોત્પન્ન પત્થરો અને ૨. જ્યુરાયુગના પત્થરો. પ્રાણીઓના અવશેષોની દૃષ્ટિએ આ છેલ્લો જ્યુરા વિભાગ મહત્ત્વનો છે. 'જ્યુરો' (Jura) એ ફ્રાન્સના એક પર્વતનું નામ છે. ત્યાં આગળની વિશિષ્ટ ભૂરચનાને ભૂવિદ્યાવિદોએ 'જ્યુરા ભૂરચના' નામ આપ્યું છે. પૃથ્વીપટ ઉપરનાં અન્ય સ્થળોની એને મળતી ભૂરચનાઓને પણ એ જ નામ અપાય છે. તેમજ ભૂરચનાના મધ્યયુગમાં જે કાળમાં 'જ્યુરા' પર્વતભૂમિની રચના થઈ, એ કાળને પણ 'જ્યુરા કાળ' (Jurassic epoch) કહેવાય છે. કચ્છનો દક્ષિણાર્ધ તૃતીયયુગી પત્થરોનો અને ઉત્તરાર્ધ જ્યુરાકાલીન પત્થરોનો બનેલો છે. આરંભમાં જ્યારે કચ્છના આ જ્યુરા પત્થરો બંધાયા હશે, તે વખતે એક મોટા વિસ્તૃત સમુદ્રાવે રૂપે હશે. પાછળથી ભૂગર્ભમાં થયેલા કોઈ પ્રબળ ઉત્પાતના બળથી એ પત્થરસમૂહવાળું ભૂપૃષ્ઠ ઢીલું પડી જતાં, એ કરચલીઓવાળું કે કાગળમાં પાડવામાં આવતા સળની પેઠે ઊંચી ધારો રૂપે ઉપસી આવ્યું હશે, જેને લીધે આ પત્થરીયા પ્રદેશની આરંભકાળની સપાટ ભોમમાંથી, ઊંટના ઢેકા જેવી ત્રણ લાંબી ધારો ઉપસી આવેલી છે. આ ત્રણ ધારો કે ગિરિશ્રેણીઓ પૂર્વપશ્ચિમ આડી પડેલી છે. દક્ષિણ બાજુથી ગણતાં, આમાંની પહેલી ધાર કચ્છના અખાતની ઉત્તરે ત્રીસ માઈલ છેટે આવેલી છે. બીજી ધાર પહેલીની ઉત્તરે સોળ માઈલ છેટે રણના કિનારા પાસે આડી પથરાયલી છે, જ્યારે ત્રીજી ધાર વચલીની ઉત્તરે ત્રીસ માઈલ ઉપર રણની વચ્ચે પડેલી છે. આ છેલ્લી ધાર એકસો માઈલ લાંબી પચ્છમ, વગેરે ચાર બેટમાં વિભક્ત થયેલી છે. વચલી ગિરિમાળા વાયવ્યખૂણામાં લખપત આગળ શરૂ થઈ હરાનમાં એકસો વીસ માઈલ લગી, કોરા અને હબાય ડુંગરોરૂપે વિસ્તરેલી છે. (એની અને વાગડની વચ્ચે સપાટ પ્રદેશ છે. વાગડનો પહાડી પ્રદેશ આ મધ્યવર્તી ગિરિમાળાનો ભાગ નથી પણ પહેલી અને વચલી ગિરિમાળાઓ વચ્ચેનો એક સ્વતંત્ર પહાડ છે. વાઈનના માનવા પ્રમાણે વાગડનો આ પહાડ રણના પેટાળમાં ઊંડે વિસ્તરેલો છે.) દક્ષિણ બાજુની પર્વતશ્રેણિ, ભૂજની દક્ષિણે ચારવાડ અને ખાત્રોડ ડુંગરો રૂપે લેર, ફકીરવાડી, બારાસર અને સામાત્રા, વગેરે સ્થળે ઉપડી આવીને, વચલીના મધ્યભાગની સમાંતરે ચાળીસ માઈલ જેટલી લાંબી વિસ્તરેલી છે. વાઈનના અભિપ્રાય પ્રમાણે આ ગિરિમાળાના ઉત્તરપાદપ્રદેશના સીમાડે એક વિસ્તૃતભૂમિવિચ્છેદ (Fault) આવેલો છે, એના જેવો મોટો Fault અન્ય કોઈ ગિરિમાળામાં નજરે પડતો નથી.

આ ત્રણે ગિરિમાળાઓ, તેમની વચ્ચેના ખીણ જેવા પ્રદેશોમાં આવેલી ઢોળાવવાળી પત્થરીયા ભૂમિથી વચ્ચેવચ્ચે જોડાયેલી હોવાથી શિખરબદ્ધ ડુંગરોરૂપે વિભક્ત થયેલી છે. વરસાદ, પવન, હિમ, વગેરેના આક્રમણથી ઘસાઈ ઘસાઈને આ શિખરોના ઉપરના ભાગ બૂઠા, સપાટ કે આછા ઢોળાવવાળા ઘુંમટાકારે બનીયા છે અને એમાંથી પૃથ્વીના વિવિધ પડો નાની સીતો પેઠે ઉઘાડાં થઈ ગયાં છે. આ પરિણામે એ પડોની વચ્ચે દબાયલાં પુરા કાળનાં પ્રાણીઓનાં કલેવરના અશ્મીભૂત અવશેષો દૃષ્ટિગોચર થાય છે.

કચ્છના ઉપલાં જ્યુરા પડોની જાડાઈ વિષે હજુ મતભેદ છે, જે. ડે. વાઈનનો લેખ-Fault આગળ જમીનનો ૨૦૦૦'થી૩૦૦૦'નો અવપાત—વધારે પડતો અનુમાન.

**મંડળને** મળેલા મેષશૃંગી નમૂનાઓ સંબંધમાં શ્રીસ્મિથ લખે છે:

'તમને મોકલેલા નમૂનાનાં લેબલો વીગતવાર તપાસી જોવાનો મને અવકાશ ન હોવાથી એ અભિબદ્ધ અનુક્રમે મોકલાયા નથી. હવે તમે મોકલેલી યાદી ઉપરથી સ્હમજાય છે કે એ બધા કોટાય આગળથી ભેગા કરેલા છે.'

**કોટાય** એ મધ્યવર્તિ પર્વતશ્રેણિમાંના હબાય કે હુલામણ ડુંગરની તળેટીમાં આવેલા એક સ્થળનું નામ છે. હબાય ડુંગરભૂજથી બારપંદર માઈલ છેટે ઇશાન ખુણામાં રણની ધારે આવેલો છે. એનો આકાર બંને છેડે બૂઠી મોઈ જેવો અને વિસ્તારમાં એ નવ માઈલ લાંબો અને બે માઇલ પહોળો અને ઉંચાઇમાં ૮૦૦' નો છે. હબાય નામ, એના પૂર્વ છેડાથી અઢી માઇલ દક્ષિણે, કચ્છની પ્રાચીન રાજધાનીના સ્થળે વસેલા હબાય ગામના નામ ઉપરથી પડેલું છે. ભુજથી હબાય આવતાં વચ્ચે એક ડુંગર ઓળંગવો પડે છે. આ ડુંગરની ભોંય પીળા અને બદામી રંગના રેતાળ પત્થરોની બનેલી હોઈ, એમાં મેષશૃંગીનું નામનીશાન જણાતું નથી. એનો ઢોળાવ દક્ષિણ તરફનો છે અને ઉત્તરનું પડખું સીધા ઊભા ચઢાણવાળું છે. ભૂતકાળમાં કદાચ આ ડુંગર ઉત્તરમાં વિસ્તરીને હબાય ડુંગરવાળી આખી ગિરિશ્રેણીને આવરી ઢાંકી દેતો હશે. આ ડુંગરનો ચઢાવ ઉતરીને બે માઇલ પહોળી ખીણમાં અવાય છે. આ ખીણ ઠેઠ હબાયના પાદપ્રદેશ સુધી વિસ્તરેલી છે. હબાય ડુંગર તળેટીમાંથી દોઢેક માઇલ સુધી હળવા ચઢાણવાળો છે. ત્યાંથી એનો સીધો ઉતાર રણની ધારે આવેલાં ખેતર સુધી પહોંચે છે. આ ડુંગરમાં વચ્ચે વચ્ચે ખીણો અને નાળો આવેલી છે. એવી એક ખીણમાં થઇને સાધારણ મોટી એક નદી વહે છે. એનું વહેણ આરંભમાં પૂર્વ ભણી જાય છે પણ આગળ હબાયના છેડે વળાંક લઇ ઉત્તર દિશામાં વહેતી, લોડાઈ થઈ, આગળ કચ્છના રણમાં એ ભળી જાય છે. હબાય ડુંગર ઉપર પ્રકૃતિ દેવીએ એમનાં પવન, પાણી, બરફ, વગેરે હથીયારોનો ઠીક ઠીક ઉપયોગ કર્યો છે. એના પરિણામે ડુંગરમાં ઠેર ઠેર ફાટો અને ચીરા પડી ગયા છે. ટોપચાં અને પડખાં ઘસાઇ ગયાં છે, જેથી એમાંના પત્થરના વિવિધ પડો ઉઘાડાં પડી ગયાં છે અને એમાંની પીળી પત્થરની ફાટો વચ્ચે દટાયલા મેષશૃંગીના નમુનાઓ જડી આવે છે. આમાંની 'એકાદ નાળમાં પેસીએ તો આપણી સમક્ષ કંઇક આવો દેખાવ નજરે પડશે:




'આમાં (×) નીશાનીવાળું સ્થળ તે કોટાય.

ભૂજ: તા. ૩૦-૬-૧૯૪૩ જે. એચ. સ્મિથ'

---

# ગ્રન્થ પરિચય

**આપણે આંગણે ઊડનારાં. લેખકો : નિરંજન વર્મા અને જયમલ્લ પરમાર. 'ફુલછાબ' પ્રકાશન, રાણપુર. મૂલ્ય ત્રણ રૂપીયા.**

'ફુલછાબ'માં 'જય-વિજય'ના સંયુક્ત નામે લખાયેલ 'આપણે આંગણે ઊડનારાં' નામની લેખમાળા સુધારા વધારા સાથે પુસ્તકાકારે બહાર પડી છે. ગુજરાતી સાહિત્યના આ સાવ અણખેડયા ક્ષેત્રમાં લેખકોનું આ સાહસ ઘણું જ સ્તુત્ય અને આવકારપાત્ર છે.

કુમાર માસિકમાં, શ્રી. ગજાનન ભટ્ટે સ્કાઉટીંગ વિષે લખતાં, કેટલાંક પક્ષીઓનો પરિચય કરાવ્યો ત્યારે ગુજરાતના કુમારોને નવી દિશા જોવા મળી. દક્ષિણામૂર્તિએ બાલસાહિત્યમાં પક્ષીઓને સ્થાન આપ્યું અને બાળકોના કુમળા મગજ ઉપર એ રીતે પક્ષીઓની છાપ બેસાડવા સ્તુત્ય પ્રયાસ કર્યો. પરંતુ ગુજરાતી સાહિત્યમાં પક્ષીઓ વિષે સુંદર લેખમાળા શરૂ કરી તેમનો પરિચય કરાવવા કોઇએ વ્યવસ્થિત પ્રયાસ કર્યો હોય તો તે શ્રી. હરિનારાયણ આચાર્યે. "કુમાર"માં તેઓએ 'વનેચર'ના નામથી લખેલી 'વનવગડાનાંવાસી' નામની લેખમાળાએ તેના વાચકોમાં સારો રસ જમાવ્યો. પરિણામે ગુજરાતી સાહિત્યમાં અવારનવાર છુટાછવાયા પક્ષીઓના ઉલ્લેખ થવા લાગ્યા.

પક્ષીઓનો અભ્યાસ કરનારને ગુજરાતી સાહિત્ય મળતું હોય તો આટલું જ. પરંતુ પક્ષીઓના શાસ્ત્રીય પરિચય ઉપરાંત તેઓ આપણા જીવન સાથે કેટલાં વણાયેલાં છે તેનો ખ્યાલ આપતું કોઈ સાહિત્ય હોય તો આ એક જ પુસ્તક : 'આપણે આંગણે ઊડનારાં.' ગુજરાતી સાહિત્યમાં કોઈ જુદી જ ભાત પાડતી, શ્રી 'જય-વિજય'ની આ લેખમાળા 'ફુલછાબ'માં છુટીછવાઈ જોવા મળી ત્યારે જ થયું હતું કે શ્રી. 'વનેચર'નાં 'વનવગડાનાં વાસી' અને શ્રી. 'જય-વિજય'નાં 'આપણે આંગણે ઊડનારાં'-એ બે લેખમાળા જો પુસ્તક સ્વરૂપે પ્રસિદ્ધ થવા પામે તો ગુજરાતી સાહિત્યમાં એક નવી દિશા ઉઘડે. તેમાંથી એક આશા તો આજે ફળી છે. કોઈ દિવસ 'વનવગડાનાં વાસી'ને પુસ્તકાકારે નવાસ્વરૂપમાં જોવા પામીએ એટલી આશા રાખવી-એ કંઈ વધુ પડતું નથી.

પણ જ્ઞાનસંપાદન માત્ર અર્થલાભ માટે જ કરવામાં રૂઢ થઈ ગયેલા આપણા સમાજમાં પક્ષીપ્રેમીઓને પહેલો પ્રશ્ન એ જ પુછવામાં આવે છે કે પક્ષીઓને ઓળખીને એમના જીવનમાં ઊંડા ઉતરવાથી આપણને શો ફાયદો ? જવાબમાં

આ પુસ્તકના લેખકોએ, આપણા જીવન સાથે પક્ષીઓ આપણા જન્મથી મૃત્યુ સુધી કેવી રીતે ગુથાઇ ગયાં છે તેનો અચ્છો ચિતાર આપ્યો છે. દવા અને ખોરાક તરીકે પક્ષીઓની ઉપયોગિતા આપણા દેશમાં જમાનાઓથી સાબીત થઇ ગઈ છે. પુસા*ના ખેતી સંશોધન મથકના સરકારી નિષ્ણાતોએ બતાવી આપ્યું છે કે જીવાતભોજી પક્ષીઓ ખેતીનો નાશ કરનાર જીવસૃષ્ટિને આરોગીને ખેતીનું રક્ષણ ન કરતાં હોય તો આપણને દાણો પણ ન મળે. યુદ્ધમાં સંદેશવાહક તરીકે બજાવેલી પક્ષીઓની સેવા ઇતિહાસને પાને અમર થઇ ગઇ છે. બકગણે માણસને પોતાનાં મુલાયમ પીછાં આપીને તેને દ્રવ્યોપાર્જનનો માર્ગ બતાવ્યો છે, એટલુંજ નહિ પણ તેને માછલી પકડી આપવામાં પણ અંજન અને કાજળમાં સારી મદદ કરે છે. પક્ષીઓના સૂરમાંથી સંગીતવેત્તાઓએ 'સા–રે–ગ–મ'ના સૂર પારખ્યા છે. પક્ષીઓએ આપણાં શાસ્ત્રોમાં, પુરાણોમાં, કથાઓમાં, ઇતિહાસમાં, કાવ્યોમાં, આયુર્વેદમાં અને લોકસાહિત્યમાં અનન્ય સ્થાન પ્રાપ્ત કર્યું છે, એટલું જ નહિ પણ કેટલાંક પક્ષીઓ તો દેવસ્વરૂપ પણ મનાયાં છે. બાળકના જન્મથી જ તેનાં હાલરડાંમાં, રમકડાંમાં, વાર્તામાં અને રમતગમતમાં તેના માનસ સાથે ઓતપ્રોત થઇ જતાં પક્ષી તેના લગ્નનાં ગીતોમાં પણ હાજર થાય છે અને મરણગીતોમાં અને મરણોત્તર શ્રાદ્ધમાં પણ હાજર હોય છે.

પક્ષીઓ કાઠિયાવાડના ગ્રામ્યલોકના જીવનમાં જેટલાં નિકટ છે તેટલાં નિકટ બીજે કયાંય હશે કે કેમ તે હું નથી જાણતો, પરંતુ કાઠિયાવાડનું લોકસાહિત્ય પક્ષીઓના ઉલ્લેખથી ભરચક છે. આ પુસ્તક લોકસાહિત્યના એ ભાગથી સમૃદ્ધ છે અને તેથી તો આપણાં પક્ષીઓ ઉપર જે કંઇ લખાયું છે કે હવે લખાશે, તેમાં આ પુસ્તક એક જુદા જ પ્રકારના ગ્રન્થ તરીકે તરી આવશે. અલબત્ત લેખકોએ લોકસાહિત્યમાંથી પક્ષીઓના આકર્ષક અને અનાકર્ષક બધા ઉલ્લેખ લીધા છે, અને ઘણીવાર તો વાંચનારને પોતે પક્ષીઓના પરિચયને બદલે લોકસાહિત્યનો પરિચય મેળવતો હોય તેમ લાગે છે પરંતુ લોકસાહિત્યના ઉલ્લેખનો ઘણો ખરો ભાગ હૃદયંગમ છે અને પુસ્તકને સફળ અને સમૃદ્ધ બનાવે છે.

વળી આખું પુસ્તક વાંચનારને એક વાત એ પણ પ્રતીત થાય છે કે લેખકો લોકસાહિત્યનું જેવું સુંદર જ્ઞાન ધરાવે છે તેવું જ તેમનું પક્ષીનિરીક્ષણ પણ તલસ્પર્શી છે. તેઓનું જ્ઞાન આરામ ખુરશીમાં પડયા પડયા પુસ્તકો

* હવે નવી દીલ્હીના —તંત્રી

વાંચીને મેળવેલું નથી, પણ સીમ–શેઢા ખૂંદીને પક્ષીઓની જીવનચર્યા સાથે એકતાન બનીને તેઓએ જે સૂક્ષ્મ અવલોકન કર્યું છે તે આખા પુસ્તકમાં તરી આવે છે.

જર્ડને હિંદી પક્ષીઓનું કરેલું વર્ગીકરણ સાદું અને આકર્ષક છે, પરંતુ તેને વળગી ન રહેતાં સ્ટુઅર્ટ બેકરના અર્વાચીન વર્ગીકરણ પ્રમાણે લેખકોએ પોતાનાં પક્ષીઓને ઓળખાવી અભ્યાસીઓ માટે શાસ્ત્રીય અભ્યાસની સરળતા કરી આપી છે. લેખકોએ ઓળખાવેલાં પક્ષીઓ આ રહ્યાં: કાગડો અને કાશીનો કાગડો; લેલાં અને બડબડિયાં; દેવચકલી; કાળીઓકોશી અને ભીમરાજ; કાબર, બબ્બઇ, શિરાજી અને વૈયાં; ચકલી અને રાજી; લક્કડખોદ; કલકલિયા; કોયલ અને બપૈયાં; પોપટ; ગીધ અને તેના કુટુમ્બીઓ; સમળી અને રાજસમળી; ચીબરી; પારેવાં અને હરિયાળ; હોલો અને તેના કુટુમ્બીઓ; મોર; સારસ, કુંજ અને કુલંગ; એમ કુલ ૪૦ પક્ષીઓની ઓળખાણ લેખકોએ આપી છે. છતાં આપણાં કેટલાંક સામાન્ય પક્ષીઓ ઓળખાવવાં રહી ગયાં છે અને કેટલાંક અસામાન્ય પક્ષીઓ લેખકોની નજરે ચડી ગયાં છે. વળી લેખકોનો અનુભવ રાણપુર આસપાસનો છે એટલે અમુક પક્ષીઓ લેખકોના પ્રદેશમાં વસવાટ કરતાં નથી એટલે તેઓ કાઠિયાવાડમાં જ નથી અગર સામાન્ય નથી એવો ખોટો ખ્યાલ લેખકોને રહી ગયો હોય તેમ પણ લાગે છે. પરંતુ સ્થાનભેદે કાઠિયાવાડમાં પણ પક્ષીઓની વસતિમાં તફાવત પડે છે. કાઠિયાવાડનો ઘણો પ્રદેશ જ્યારે ઉજ્જડ રણ સમાન છે ત્યારે કેટલોક એવો ડુંગરાળ અને વનશ્રીથી શોભતો રમ્ય પ્રદેશ પણ છે કે જ્યાં જંગલમાં વસનારાં પક્ષી મળી આવે છે. લેખકો કહે છે કે કાઠિયાવાડમાં દૈયડ (The Magpie Robin) નથી અને તેથી તેની સગોત્રી દેવચકલીનો પરિચય આપીને લેખકોએ સંતોષ માન્યો છે. આ કથન સત્ય નથી. દૈયડ પોરબંદરમાં બહુ સામાન્ય નહિ તો પણ જાણીતું પક્ષી છે. અમારા બગીચામાં દૈયડનું એક યુગ્મ બારે માસ વસે છે. પાંચ પાંચ વરસ સુધી પૂરતો વરસાદ ન પડવાના અને એક સાવ કોરા દુકાળના પરિણામે ઝડપથી ઉજ્જડ થઇ જતા આ પ્રદેશમાં પણ હજી દરેક બગીચામાં દૈયડના ધામા હોય છે જ અને વસંતથી વર્ષા સુધી તેના ગાયન અને નૃત્યનો અતિરેક જેણે જોયો હોય તે દૈયડને જીંદગીમાં કદી નહિ ભૂલે. જામનગર અને જુનાગઢમાં પણ મેં દૈયડ જોયાં છે. દેવચકલી અને દૈયડના વર્ગનાં બીજાં પક્ષી કાઠિયાવાડમાં છે. દેવચકલીનું કુટુમ્બી The Brown-Backed

આ પુસ્તકના લેખકોએ, આપણાં જીવન સાથે પક્ષીઓ આપણા જન્મથી મૃત્યુ સુધી કેવી રીતે ગુંથાઇ ગયાં છે તેનો અચ્છો ચિતાર આપ્યો છે. દવા અને ખોરાક તરીકે પક્ષીઓની ઉપયોગિતા આપણા દેશમાં જમાનાઓથી સાબીત થઇ ગઈ છે. પુસા*ના ખેતી સંશોધન મથકના સરકારી નિષ્ણાતોએ બતાવી આપ્યું છે કે જીવાતભોજી પક્ષીઓ ખેતીનો નાશ કરનાર જીવસૃષ્ટિને આરોગીને ખેતીનુ રક્ષણ ન કરતાં હોય તો આપણને દાણો પણ ન મળે. યુદ્ધમાં સંદેશવાહક તરીકે બજાવેલી પક્ષીઓની સેવા ઇતિહાસને પાને અમર થઇ ગઇ છે. બકગણે માણસને પોતાનાં મુલાયમ પીછાં આપીને તેને દ્રવ્યોપાર્જનનો માર્ગ બતાવ્યો છે, એટલુંજ નહિ પણ તેને માછલી પકડી આપવામાં પણ અંજન અને કાજળમાં સારી મદદ કરે છે. પક્ષીઓના સૂરમાંથી સંગીતવેત્તાઓએ 'સા–રે–ગ–મ'ના સૂર પારખ્યા છે. પક્ષીઓએ આપણાં શાસ્ત્રોમાં, પુરાણોમ' કથાઓમાં, ઇતિહાસમાં, કાવ્યોમાં, આયુર્વેદમાં અને લોક સાહિત્યમાં અન‑ સ્થાન પ્રાપ્ત કર્યું છે, એટલું જ નહિ પણ કેટલાંક પક્ષીઓ તો દેવસ્વરૂ પણ મનાયાં છે. બાળકના જન્મથી જ તેનાં હાલરડાંમાં, રમકડાંમાં, વાર્તામ અને રમતગમતમાં તેના માનસ સાથે ઓતપ્રોત થઇ જતાં પક્ષી તેન લગ્નનાં ગીતોમાં પણ હાજર થાય છે અને મરણગીતોમાં અને મરણોત્ત શ્રાદ્ધમાં પણ હાજર હોય છે.

પક્ષીઓ કાઠિયાવાડના ગ્રામ્યલોકના જીવનમાં જેટલાં નિકટ છે તેટલાં નિકટ બીજે કયાંય હશે કે કેમ તે હું નથી જાણતો, પરંતુ કાઠિયાવાડનું લોકસાહિત્ય પક્ષીઓના ઉલ્લેખથી ભરચક છે. આ પુસ્તક લોકસાહિત્યના એ ભાગથી સમૃદ્ધ છે અને તેથી તો આપણાં પક્ષીઓ ઉપર જે કંઇ લખાયું છે કે હવે લખાશે, તેમાં આ પુસ્તક એક જુદા જ પ્રકારના ગ્રન્થ તરીકે તરી આવશે. અલબત્ત લેખકોએ લોકસાહિત્યમાંથી પક્ષીઓના આકર્ષક અને અનાકર્ષક બધા ઉલ્લેખ લીધા છે, અને ઘણીવાર તો વાંચનારને પોતે પક્ષીઓના પરિચયને બદલે લોકસાહિત્યનો પરિચય મેળવતો હોય તેમ લાગે છે પરંતુ લોકસાહિત્યના ઉલ્લેખનો ઘણો ખરો ભાગ હૃદયંગમ છે અને પુસ્તકને સફળ અને સમૃદ્ધ બનાવે છે.

વળી આખું પુસ્તક વાંચનારને એક વાત એ પણ પ્રતીત થાય છે કે લેખકો લોકસાહિત્યનું જેવું સુંદર જ્ઞાન ધરાવે છે તેવું જ તેમનું પક્ષીનિરીક્ષણ પણ તલસ્પર્શી છે. તેઓનું જ્ઞાન આરામ ખુરશીમાં પડ્યા પડ્યા પુસ્તકો

* હવે નવી દીલ્હીના —તંત્રી

વાંચીને મેળવેલું નથી, પણ સીમ–શેઢા ખૂંદીને પક્ષીઓની જીવનચર્યા સાથે એકતાન બનીને તેઓએ જે સૂક્ષ્મ અવલોકન કર્યું છે તે આખા પુસ્તકમાં તરી આવે છે.

જર્ડને હિંદી પક્ષીઓનું કરેલું વર્ગીકરણ સાદું અને આકર્ષક છે, પરંતુ તેને વળગી ન રહેતાં સ્ટુઅર્ટ બેકરના અર્વાચીન વર્ગીકરણ પ્રમાણે લેખકોએ પોતાનાં પક્ષીઓને ઓળખાવી અભ્યાસીઓ માટે શાસ્ત્રીય અભ્યાસની સરળતા કરી આપી છે. લેખકોએ ઓળખાવેલાં પક્ષીઓ આ રહ્યાં: કાગડો અને કાશીનો કાગડો; લેલાં અને બડબડિયાં; દેવચકલી; કાળીઓકોશી અને બીમરાજ; કાબર, બબઈ, શિરાજી અને વૈયાં; ચકલી અને રાજી; લક્કડખોદ; કલકલિયા; કોયલ અને બપૈયાં; પોપટ; ગીધ અને તેના કુટુમ્બીઓ; સમળી અને રાજસમળી; ચીબરી; પારેવાં અને હરિયાળ; હોલો અને તેના કુટુમ્બીઓ; મોર; સારસ, કુંજ અને કુલંગ; એમ કુલ ૪૦ પક્ષીઓની ઓળખાણ લેખકોએ આપી છે. છતાં આપણાં કેટલાંક સામાન્ય પક્ષીઓ ઓળખાવવાં રહી ગયાં છે અને કેટલાંક અસામાન્ય પક્ષીઓ લેખકોની નજરે ચડી ગયાં છે. વળી લેખકોનો અનુભવ રાણપુર આસપાસનો છે એટલે અમુક પક્ષીઓ લેખકોના પ્રદેશમાં વસવાટ કરતાં નથી એટલે તેઓ કાઠિયાવાડમાં જ નથી અગર સામાન્ય નથી એવો ખોટો ખ્યાલ લેખકોને રહી ગયો હોય તેમ પણ લાગે છે. પરંતુ સ્થાનભેદે કાઠિયાવાડમાં પણ પક્ષીઓની વસતિમાં તફાવત પડે છે. કાઠિયાવાડનો ઘણો પ્રદેશ જ્યારે ઉજ્જડ રણ સમાન છે ત્યારે કેટલોક એવો ડુંગરાળ અને વનશ્રીથી શોભતો રમ્ય પ્રદેશ પણ છે કે જ્યાં જંગલમાં વસનારાં પક્ષી મળી આવે છે. લેખકો કહે છે કે કાઠિયાવાડમાં દૈયડ (The Magpie Robin) નથી અને તેથી તેની સગોત્રી દેવચકલીનો પરિચય આપીને લેખકોએ સંતોષ માન્યો છે. આ કથન સત્ય નથી. દૈયડ પોરબંદરમાં બહુ સામાન્ય નહિ તો પણ જાણીતું પક્ષી છે. અમારા બગીચામાં દૈયડનું એક યુગ્મ બારે માસ વસે છે. પાંચ પાંચ વરસ સુધી રેતો વરસાદ ન પડવાના અને એક સાથ કારા દુકાળના પરિણામે ઝડપથી ઉજ્જડ થઈ જતા આ પ્રદેશમાં પણ હજી દરેક બગીચામાં દૈયડના ધામા હોય છે જ અને વસંતથી વર્ષા સુધી તેના ગાયન અને નૃત્યનો અતિરેક જે જોયો હોય તે દૈયડને જીંદગીમાં કદી નહિ ભૂલે. જામનગર અને જુનામાં પણ મેં દૈયડ જોયાં છે. દેવચકલી અને દૈયડના વર્ગનાં બીજાં પક્ષી કાઠિયાવાડમાં છે. દેવચકલીનું કુટુમ્બી The Brown-Backed

Indian Robin (Saxicoloides fulicater cambaiensis) ને મેં નથીઅંદરમાં જોયેલ છે. The White Winged Black Robin અથવા The Pied Bushchat (Saxicola caprata) ને મેં રાજકોટના સીમાડે જોયેલ છે અને Stonechat તથા Redstart પણ કાઠિયાવાડમાં શિયાળો ગાળવા આવે છે. Redstart ને મેં પોરબંદર અને જામનગરમાં જોયેલ છે.

લેખકોએ વર્ણવેલાં કેટલાંક પક્ષીઓ પશ્ચિમ કાઠિયાવાડમાં છે જ નહિ અથવા ભાગ્યે જ નજરે પડે છે. દાખલા તરીકે બબ્બઈ (The Brahminy Mynah) મેં જામનગરમાં આ જાન્યુઆરીમાં જોઈ હતી, પરંતુ પોરબંદરમાં તો તે કદી આવતી જ નથી. શિરાજી (The Bank Mynah) અલ્પ સંખ્યામાં શિયાળો ગાળવા આ બાજુ આવે છે, જ્યારે પૂર્વ કાઠિયાવાડમાં તે સ્થાયી વતની છે. સફેદપેટો કાળોયોકોશી અને ભીમરાજ અમારી બાજુ નથી અને લક્કડખોદ ભાગ્યે જ દેખાય છે. અહીંથી ૩૬ માઈલ દૂર માધવપુરના 'વન'માં મેં તેને એકવાર જોયેલ છે. બપૈયો તો આ ઉજ્જડ પ્રદેશમાં હોય જ શાનો? સુરપાણના પોપટ (The Alexandrine Parakeet) મારી માન્યતા પ્રમાણે કાઠિયાવાડમાં ક્યાંય નથી. તુઈ (The Blossom-headed Parakeet) માધવપુરના વનમાં છે એમ મને ત્યાંના એક માણસે કહ્યું હતું અને એક પાળેલ તુઈ મને ત્યાંથી મળેલ પણ છે, પરંતુ મેં ત્યાં જંગલી અવસ્થામાં તુઈને કદી જોયેલ કે બોલતાં પણ સાંભળેલ નથી. ગીર ત્યાંથી બહુ છેટે ન કહેવાય. પરંતુ ગીરમાં પણ તુઈ છે કે કેમ તે હું નથી જાણતો. અમારો પ્રદેશ હરિયાળો નથી એટલે અમારે હરિયાળને જોવાની આશા જ કેમ રાખવી! આથી કાઠિયાવાડમાં પણ સ્થાનભેદે પક્ષીઓની વસતિમાં ફેર પડે છે.

લેખકોના નિરીક્ષણમાં કાઠિયાવાડનો સમુદ્રકાંઠો કે તેની ખાડીઓ આવેલી હોય તેમ જણાતું નથી. રાણપુર તો સુકા પ્રદેશમાં રહ્યું એટલે આ પુસ્તકમાં જલચર અને પાણીકાંઠાનાં પક્ષીઓનો ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. માત્ર ત્રણ જાતના કલકલિયાનો પરિચય આપી લેખકોએ સંતોષ માન્યો છે. કલકલિયા કંઈ મીઠા પાણીનાં જ પક્ષી નથી. સફેદ રંગની છાતીવાળો કલકલિયો તો મુખ્યત્વે જમીનનું પક્ષી છે, પરંતુ કાબરચીતરો કલકલિયો અને રંગબેરંગી કલકલિયો (The Pied Kingfisher અને The Common Indian Kingfisher) ખારાપાણીના પણ એટલાજ શોખીન છે. અમારી ખાડીમાં વહાણ, મછવા, હોડી, વગેરેની ખૂબ પ્રવૃત્તિ ચાલતી હોય અને કાંઠે માલ ચડાવવા ઉતારવાની ધમાલ મચી હોય ત્યાં પણ એ બંને કલ-

કલિયા પોતાનું કામ શાન્તિથી કર્યે જતા હોય છે! એક રીતે તો, જલચર અને પાણીકાંઠાનાં પક્ષીઓના પરિચયથી વિમુખ રહેલું આ પુસ્તક એ દિશામાં એટલું અપૂર્ણ છે એમ કહેવું જોઇએ.

કોયલ આપણું સામાન્ય પક્ષી હોવા છતાં તેની જીવનચર્યા સંશોધન માગે છે. લેખકો એમ માને છે કે માદા કોયલને "ટિક...ટિક" અવાજ સિવાય બીજો સૂર નથી. મેં કોયલનાં નર અને માદા બચ્ચાંનાં બે જોડાં ઉછેર્યાં હતાં અને માદાને મેં ઘણીવાર મારી નજર સામે "કુઉ...કુઉ" બોલતાં સાંભળેલી છે. કોયલ કેટલાં ઈંડાં મૂકે છે તે પ્રશ્ન ચર્ચાસ્પદ છે. લેખકો કહે છે કે એક કોયલ દર વરસે ૧૦–૧૫ કે ૨૦ ઇંડાં મૂકે છે; સલીમઅલીએ પોતાના પુસ્તકમાં, કાગડાના એક માળામાંથી ૧૧ ઇંડાંનો ઉલ્લેખ કર્યો છે. વ્હિસલરે પોતાના પુસ્તકમાં આઠ ઇંડાંનો ઉલ્લેખ કર્યો છે; પરંતુ તેના સૂચન પ્રમાણે એક માળામાં એક કરતાં વધારે કોયલ ઇંડાં મૂકતી જણાય છે, અને હું પણ એમજ માનું છું. કોયલનાં બીજાં આસજનો વિષે પણ એ જ કોયડો છે.* મારા અનુભવ પ્રમાણે કોયલનાં બચ્ચાં કોયલ પ્રમાણે નથી બોલતાં. તેઓ ચાર–પાંચ માસ પોતાના પાલક માતા–પિતા પાછળ ભમે છે અને કી...રી...રી કી...રી...રી અવાજ કર્યા કરે છે. અલબત્ત, તે વખતે તેઓએ પોતાની યોની પ્રમાણે નર અથવા માદાનો રંગ ધારણ કરી લીધો હોય છે. તેઓના અને તેમના પાલક માતા–પિતાના રંગ, રૂપ અને આકાર વચ્ચે કંઇ સામ્ય નથી હોતું. એટલે કાગડા–કાગડી તેમને, પોતાનાં બચ્ચાં જેવાં તેઓ હોવાથી, ઉતરાઇને પોષે છે એવી કેટલાક લોકોની માન્યતા છે તે ભૂલભરેલી છે. તેઓ માત્ર પ્રેરણાના બળે જ તેમનું પોષણ કરે છે અને કોયલનાં બચ્ચાં પુખ્ત વયે પહોંચી ઊડી જાય છે ત્યારે કાગડા અને કાગડી પોતાના નિષ્કામ કર્મની નિષ્ફળતાનો શોક કરતાં નથી!

કોયલ આપણે ત્યાં કેટલા મહિના રહે છે તે પ્રશ્ન પણ સ્થાનભેદે નિરીક્ષણ માગી લે છે. પક્ષીઓના સ્થાનાંતરનું એક કારણ ખોરાકની અછત પણ છે. ભાદરવા–આસોમાં જ્યારે ભુરનો ગરમ અથવા સુકો પવન વાય છે ત્યારે આપણે ત્યાં ફળાદિનો ઓછાવત્તા અંશે અભાવ હોય છે અને તેથી કોયલને ખોરાકની શોધમાં બીજે જવું પડે છે. પરંતુ જ્યાં વૃક્ષોની વિપુલતા

* આ અને આવા અનેક કોયડાનો ઉકેલ કરવાના સહજ પ્રયત્નરૂપ એક સુન્દર પુસ્તક સુવિખ્યાત પક્ષિવિદ્દ ઈ. સી. સ્ટ્યુઅર્ટ બેકરે હમણાં જ પ્રસિદ્ધ કર્યું છે. એનું નામ 'The Book of Cuckoos' –છે.

છે ત્યાં કોયલ બારેમાસ વસે છે. સ્થાનભેદે તેમની વસતિ ઓછી થઇ જતી હશે એમ હું માનું છું. ગયા ડીસેમ્બરમાં મેં જુનાગઢમાં કોયલની ઠીક ઠીક વસતિ જોઇ હતી, જાન્યુઆરીની શરૂઆતમાં જામનગરમાં પણ મેં કોયલની વસતિ જોઇ હતી, અને તે પછી રાજકોટમાં પણ તેમના ટહુકા સાંભળ્યા હતા. પોરબંદરમાં કોયલ આખું વર્ષ રહે છે, પરંતુ ભાદરવા—આસોમાં તેમની વસતિ બહુ ઓછી થઇ જાય છે. વર્ષાની વિદાય સાથે આ પક્ષીઓ મુંગાં થઇ જાય છે એટલે તેમની હાજરી આપણું ધ્યાન નથી ખેંચતી. પરંતુ જેઓ એમ માનતા હોય કે ચોમાસાના અંતે કોયલ પોતાનો પ્રદેશ છોડી જાય છે તેઓએ પહેલી પ્રભાતે કોયલનો ટહુકો સાંભળવાની અપેક્ષા રાખવી. આડી ઋતુમાં મુંગાં રહેનાર પક્ષીઓ પણ વહેલી પ્રભાતે તો બોલી નાખે છે. અલબત્ત, ઝાલાવાડ અને રાણપુરના ઉજ્જડ પ્રદેશો પુરતું લેખકોનું મંતવ્ય ખરૂં હશે. કાઠિયાવાડમાં સ્થાનભેદે કોયલના પ્રવાસ અને વસતિમાં ફેર પડવાનોજ.

લેખકોએ પરિચય કરાવવા પસંદ કરેલાં પક્ષીઓમાં આપણાં કેટલાંક સામાન્ય પક્ષીઓ રહી ગયાં છે. જ્યારે બહુ વ્યાપક નહિ એવાં પક્ષીઓ તેમની પસંદગી પામી ગયાં છે અને કેટલાંક અતિસામાન્ય પક્ષીઓ તેમની પસંદગીમાં આવી ગયાં છે, જે અભ્યાસીઓની દૃષ્ટિએ આકર્ષક નથી. કાઠિયાવાડના વગડા અને ગામના પાદરને પ્રફુલ્લિત બનાવતા તેતર, અળખા-મણા બાવળને પોતાની કારીગરીથી દીપાવતી સુઘરી, અજવાળી રાતમાં પ્રાણ પુરતી ટીટોડી, આપણી વાડોમાં લપાતા કુકડીયાકુંભાર, દીવાળી ટાણે રૂપેરી ઘટડી વગાડવા આવી પહોંચતા દીવાળીઘોડા, આપણે સરગવે ગીકાશ કેડતા સક્કરખોરા, બે જાતના બુલબુલ, અને શરદકાળે યાંત્રિક નિયમિતતાથી આપણે ત્યાં આવતાં કેટલાંય જલચર અને પાણીકાંઠાનાં પક્ષીઓ લેખકોના પુસ્તકમાં સ્થાન મેળવવાનો દાવો કરી શકે તેમ છે અને ઘણાનો દાવો બલવત્તર છે. તેમને એ સ્થાન મળ્યું હોત તો પુસ્તક વધુ સુંદર અને આકર્ષક થાત. તેમને ભવિષ્યમાં ન્યાય મળશે એવી આશા રાખીએ,

અને છેવટે શ્રી હરિનારાયણ આચાર્યના પ્રવેશકનો ઉલ્લેખ પણ કરવો જોઇએ. ગુજરાતના એ વિદ્વાન પ્રકૃતિપ્રેમીએ આ પુસ્તકનો પ્રવેશક લખીને વાંચનાર પાસે પક્ષીજીવનની ઘણી સમસ્યાઓ રજુ કરી છે. પુસ્તક વાંચનારની દૃષ્ટિને એ પ્રવેશક યોગ્ય રીતે કેળવે છે અને એ સમસ્યાઓ ઉપર વિચાર કરવા પ્રેરે છે.

લેખકોનો પ્રયાસ સફળ અને પ્રશંસાપાત્ર છે.

—વિજયશંકર મુ. વાસુ.

૨

જીવવિજ્ઞાન (Biology): લેખક. ડૉ. એમ. બી. મરચન્ટ, અમદાવાદ; પ્રકાશક, ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ. કિંમત રૂ. ૧)

સ્વ. શ્રી લાલભાઈ ગુલાબદાસ સ્મારકની વિજ્ઞાન અને ઇન્ડસ્ટ્રીઝ ગ્રંથમાળામાં, ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ છપાવેલું, આ પહેલું પુસ્તક છે. સ્વ. શ્રી. લાલભાઈ ગુલાબદાસનું સંક્ષિપ્ત જીવનચરિત્ર આપેલું છે જે બહુ રસમય વાચન આપે છે. સંક્ષિપ્ત જીવનચરિત્રના અન્તભાગ સાથે વાચકો સહમત થશે કે "પોતાની સમગ્ર પૂંજીમાંથી અર્ધોઅર્ધ પૂંજી પ્રજામાં વિજ્ઞાનનો પ્રચાર કરવા માટે આપનાર શેઠ લાલભાઈનું એક દાતા તરીકે દાખલો લેવા જોગ વિશિષ્ટ સ્થાન છે."

આના પછી લેખકનો આમુખ આવે છે, તેમાં, તેઓ ઘણા શિક્ષિત પુરુષો પોતે જે જ્ઞાન મેળવેલું છે તે અંગ્રેજી સિવાય બીજી અન્ય રીતે બીજાઓને આપવા અશક્ત હોય છે તે હકીકતની વાજબી રીતે ટીકા કરે છે. તેઓ કહે છે તે પ્રમાણે આનું ચોખ્ખું પરિણામ એ આવ્યું છે કે "આપણે એ બધાય જ્ઞાનની સામગ્રી છતાંય પરદેશી ભાષાને લીધેજ તે સામગ્રી જિજ્ઞાસુ જનતામાં વ્યાપક બનાવી શક્યા નથી." આના પરિણામે લેખકને આ પુસ્તક લખવાની પ્રેરણા એવા હેતુથી થઈ કે "જીવવિજ્ઞાન જેવા રસકર વિષયથી આપણી જનતાને વધારે વખત વંચિત ન રાખવી, એ વિચારોએ પણ આ પુસ્તક લખવાને સબળ પ્રેરણા આપી છે."

આ પુસ્તકનો મુખ્ય હેતુ દ્વિવિધ છેઃ "સ્ત્રીઓની વિદ્યાપીઠની વિદ્યાર્થિની બ્હેનોના અધ્યયન માટે એક પાઠ્યપુસ્તક આપવું, અને બીજું જ્ઞાનાર્થીને આ વિષયની રસ સાથે માહિતી મળે."

આ પુસ્તકના ત્રણ ભાગ પાડવામાં આવ્યા છેઃ પ્રાણિશાસ્ત્ર (Zoology), વનસ્પતિશાસ્ત્ર (Botany) અને જીવવિજ્ઞાનના સામાન્ય સિદ્ધાન્તો અને સમાજ. પુસ્તકમાં ૫૮ ચિત્ર–આકૃતિઓ આપવામાં આવેલ છે. પુસ્તકની શરૂઆતમાં ગ્રંથસૂચિ આપવામાં આવેલ છે અને અંતભાગમાં શબ્દસૂચિ અને અનુક્રમણિકા આપવામાં આવેલ છે જે બધાં સામાન્ય વાચકને ઉપયોગી થઈ પડે તેમ છે. વિષયની ગોઠવણી કાંઈક અટપટી છે. જો લેખકે પ્રાણિશાસ્ત્રને બદલે વનસ્પતિશાસ્ત્રથી શરૂઆત કરી હોત તો ગોઠવણ સહેલી અને પોતાના હેતુની સાથે વધારે બંધબેસતી થાત. પરંતુ કદાચ લેખકના પ્રાણિશાસ્ત્રના વધારે સારા અભ્યાસે તેમને પ્રાણિશાસ્ત્રથી શરૂઆત કરવાને પ્રેર્યા હોય. પુસ્તકના પા. ૪ ઉપર જણાવેલું છે કે "અત્યારના વૈજ્ઞાનિકોનો મોટો ભાગ એમ માને છે કે જીવની ઉત્પત્તિ નિર્જીવ પદાર્થમાંથી થઇ છે."

। એક અતિ વિવાદાસ્પદ પ્રશ્ન છે; એથી ઉલટું, જણાવવું વધારે સારું હતું આપણો અનુભવ કહે છે ત્યાંસુધી જીવિત અને નિર્જીવ પદાર્થો, એક-બીજા સાથે સંબંધિત હોવા છતાં, જૂદા છે અને બધા જીવની ઉત્પત્તિ જીવમાંથી થએલ છે. જૂદા જૂદા પ્રાણીઓના જીવન-ઇતિહાસનાં પ્રકરણો સારી રીતે લખાએલાં છે અને ઘણે ઠેકાણે એમીબા અગર તો 'રાઉન્ડવર્મ' જેવાં પ્રાણીઓના જીવન-ઇતિહાસની વ્યાવહારિક દૃષ્ટિનો નિર્દેશ કરવાની લેખકે સંભાળ રાખી છે. વનસ્પતિશાસ્ત્રનાં પ્રકરણો પણ સારી રીતે લખાએલાં છે પરંતુ આવા પ્રાથમિક પાઠ્યપુસ્તકમાં શક્યતાથી સમાવેશ કરી શકાય તેના કરતાં વધારે વિષયને ઘટાવવાનો વધુ પડતો પ્રયત્ન કર્યો હોય તેમ જણાય છે.

કેટલીક જગ્યાએ વર્ણનો વધારે વિસ્તૃત કરવાની જરૂર છે કારણ કે તે અપૂર્ણ વિચાર દર્શાવે એવી સંભાવના છે. દા. ત. પા. ૨૨૮ ઉપરનું લઘુરેણુ (microspore)નું વર્ણન, અગર તો પા. ૨૬૭ ઉપરનું અર્ધીકરણ વિભાજન (reduction division). સામાન્ય જીવવિદ્યા ઉપરનાં પ્રકરણો રસમય છે. તેમાં ફક્ત ધ્યાન ખેંચે તેવું કમીપણું પ્રકરણ ૪૬ માં જીવમાંથી જીવની સંભાવના (Law of Biogenesis) નું છે. શબ્દચર્ચા—પારિભાષિક શબ્દો સારી રીતે વિસ્તૃત છે. લેખક, તેની ખામીઓથી વિદિત (પા ૪) છતાં, જળવ્યાળ (Hydra) કાયાપલટ (Metamorphosis), ઉપ્પશૂળ (Proboscis) વગેરે કેટલાંક અતિ સુંદર શબ્દો યોજ્યા છે. ઉચ્ચ-મુદ્રણ કૌશલ્યના આ દિવસોમા ઘણી પાઠ્ય ભૂલો અને પુસ્તકની અંદરની ચિત્ર-આકૃતિઓ કે જે અસ્પષ્ટ જણાય છે તે બીજી આવૃત્તિમાં વધારે સારી ચિત્ર-આકૃતિઓથી બદલી શકાય. અંગ્રેજી Morphological—શરીરાકારશાસ્ત્રના શબ્દો ઉપર વધારે પડતો ભાર મૂકવામાં આવ્યો છે, અને ઘણે ભાગે તેજ શબ્દો ગુજરાતીમાં મૂકવામાં આવ્યા છે. અને કેટલીક વખત અંગ્રેજીમાં સ્હમજાવવામાં આવ્યા છે (પા. ૮૭, ૯૨, ૧૬૫.). આ વસ્તુ વિદ્યાપીઠની વિદ્યાર્થીનીઓને ઉપયોગી નીવડે પરંતુ તે પુસ્તકના સરળ વાંચનની ગંભીર રીતે આડે આવે છે, કારણકે પુસ્તકનો હેતુ તો સુંદર અને સરલ ગુજરાતીમાં આ વિષય લખવાનો છે. જો કે આમાંની એકેય નાની ભૂલ પુસ્તકના મુખ્ય ગુણને ઓછી કરે તેમ નથી. આ પુસ્તકનો મુખ્ય ગુણ એ છે કે તે જીવશાસ્ત્રના અભ્યાસ માટે વિદ્યાર્થીઓને ઉપયોગી માર્ગદર્શક અને સામાન્ય શિક્ષિત માણસને ગુજરાતીમાં જીવશાસ્ત્ર ઉપર તૈયાર નાના પુસ્તક તરીકે નીવડે છે. લેખકને તેમના પ્રયત્ન માટે અને ગુજરાત વર્નાક્યુલર સોસાયટીને આ ઉપયોગી પુસ્તક ઓછી કિંમતે (રૂા. ૧) વેચવા માટે અભિનંદન ઘટે છે.

—ત્ર્યંબક શંકર મહાબળે

## ાતની પ્રકૃતિના અભ્યાસનાં સાધનો: ૨

હરિનારાયણ ગીરધરલાલ આચાર્ય

(પ્ર. પુ. ૨, અં. ૨ ના પૃ. ૪૧ થી અનુસંધાન)

### ૩. સરીસૃપ વંશ

145 Sterndale: Poisonous Lizards: Bis Cobra
142 Olivier: A snake and a Fish (Mount Abu)
134 Mosse: Eggs of a Daboia (Sadra)
863 Smith: Krait and Landria (D. Trigonatus) (Bhuj)
202 Cadell: Voracity of a Python (Popatparu, Bavla)
303 O'Brien: Cobra entering a hole tail foremost (Bhuj)
34 4 1041 Asana: Nat. His. of Calotes versicolor (Ahmedabad)
36 2 513 Acharya: Chameleon in Gujarat (Ahmedabad)
36 4 1010 „ Social Life of Snakes (Unjha, N. Gujarat)
38 1 201 Barry: Com. Chameleon in Gujarat (Borsad)
40 3 425 MacCann: Reptiles and Amphibia of Cutch State
42 1 200 Dharmendrakumar: Frog eating a Snake (Bhavnagar)
42 2 445 „ Injury to a crocodile „
42 4 937 Asana: Further observations on Egg-laying habits of Calotes versicolor (Ahmedabad)

### ૪. મીન વંશ

30 1 231 Wilson: Fresh Water Shark (Kharaghoda)
36 4 101 Acharya: Fishing around Ahmedabad (Barsan Baroda)
40 4 772 „ Freshwater Fishes of North Gujarat (Ahmedabad)

### ૫. કીટક વંશ

1 4 220 Newnham: Danais dorippus in Cutch
12 1 115 Bingham: Hymenoptera from Deesa
12 3 510 Nurse: Lepidoptera taken in Cutch
14 1 179 „ Migration of Butterflies (Deesa)
14 2 267 „ Hymenoptera from Deesa
14 3 419 „ „ „ „
14 3 609 „ Camel Bot Fly (Deesa)

| | | | |
|---|---|---|---|
| 15 | 1 | 1 | „ New Species of Hymenoptera, I (Deesa) |
| 15 | 1 | 133 | Mosse: Larva of Ind. Sphingidae (Sadra) |
| 15 | 3 | 528 | „ Locusts in Gujarat (Vav, Mahikantha) |
| 15 | 3 | 531 | M. Lefroy: Butterfly Enemies (Surat) |
| 15 | 4 | 551 | Nurse: New Hymenoptera, II (Deesa) |
| 16 | 1 | 19 | „ „ „ III (Deesa) |
| 17 | 3 | 578 | Cameron: Parasitic Hymenoptera from Deesa collected by Nurse |
| 17 | 4 | 1001 | „ „ „ „ „ „ |
| 18 | 2 | 300 | „ „ „ „ „ „ |
| 18 | 3 | 648 | „ Aculeate Hymenoptera „ „ „ |
| 19 | 2 | 510 | Nurse: Hymenoptera from Deesa |
| 20 | 3 | 876 | Mosse: Food of Mantis (Dwarika) |
| 22 | 3 | 649 | Sladen: Habits of Ants (Rajkot) |
| 27 | 4 | 962 | Newnham: Protective Mimicry of a Caterpillar (Ahmedabad) |
| 33 | 3 | 725 | Mosse: Breeding of Terias laeta (Bhavnagar) |
| 33 | 4 | 888 | „ Butterflies and Moths of Kathiawar |
| 34 | 4 | 1053 | „ Identity of T. laeta and T. venata (Bhavnagar) |
| 40 | 3 | 579 | Acharya: Distribution of Sternocera nitidicollis (Ahmedabad) |

## ૬. પ્રકીર્ણ

| | | | |
|---|---|---|---|
| 2 | 3 | 159 | Keswal: Waters of Western India, IV, Gujarat |
| 2 | 4 | 221 | „ „ „ „ „ „ |
| 3 | 2 | 114 | Becher: Some cold weather Notes from Gujarat |
| 3 | 2 | 138 | Phipson: Protection of Game around Ahmedabad |
| 10 | 2 | 331 | Lester: Field notes from Cutch |
| 10 | 3 | 536 | Light: Notes from Ahmedabad |
| 13 | 2 | 337 | Nurse: Sport and Nat. His. in North Gujarat |
| 13 | 4 | 702 | Gilbert: Null after Famine |
| 14 | 3 | 582 | Olivier: Small Game in Wastern India |
| 17 | 1 | 231 | List of Districts of Gujarat Protected for Game |
| 28 | 2 | 562 | FitzPatrik: Folklore of Birds and Beasts |
| 28 | 4 | 1149 | O'Brien: „ „ „ „ |
| 29 | [illegible] | | [illegible] of Cutch |

[સામા પાને ચાલુ

# સ્વીકાર

## ગ્રંથો, પુસ્તિકાઓ, વગેરે

**ડૉ. મૉંઝીઝ એસ. ટી.** (ડીરેક્ટર : મત્સ્યવ્યવસાયખાતું, વડોદરા રાજ્ય) :

૧. Water Divining; ૨. The Boyis of Baroda. ૩. The Vaghers of Okhamandal; ૪. The Fisheries of the Gujarat Coast; ૫. The Machis of Navasari; ૬. The Anatomy of the Chank (Turbinella); ૭. The Anatomy of the Edible Oyster; ૮. Vitamins and Fish-Livers; ૯. Fish Manure; ૧૦. Pisciculture and Sewage disposal.

**શાહ એન. એસ., એમ. એસસી., પીએચ. ડી. :**

**Proceedings of the Indian Science Congress :**

II Session, 1915, Madras; XV Session, 1928, Calcutta; XVI Session, 1929, Madras; XVII Session, 1930, Allahabad; XVIII Session, 1931, Nagpur; XIX Session, 1932, Bangalore; XX

---

રહામા પાનાથી ચાલુ]

### आ વનસ્પતિઓ

4 2 154 F. G. : Parasitic Trees Near Bardoli
6 1 107 Ommaney: Yellow Butea frondosa in Godhra
8 3 444 Jaykrishna Indraji: Bhākhā Plant (Porbandar)
18 3 756 Blatter: Flora of Cutch
22 1 208 Chibber: Size of Leaves of ĀK (Jhund, Dohad)
23 1 110 Sedgwick: Grasses from Ahmedabad
33 4 869 Blatter: Mosses of Mt. Abu
36 4 1021 Acharya: Ashoka Tree (Ahmedabad)
42 2 450 Kapadia: Abnormal Seedling of Mango (Junagadh)

### इ ભૂસ્તર

12 1 177 Blake : Superficial Deposits in Cutch, I
„ 2 374 „ „ „ „ II
21 3 709 Smith: Notes on Cutch Ammonites, I
„ 4 1347 „ : „ „ „ „ II
22 1 209 „ : „ „ „ „ III
3 417 „ : „ „ „ „ IV
2 3 421 „ : Cutch Ammonites Beds
2 4 812 „ : Oppelioe Tenuilobatae (?) in Cutch
2 4 813 „ : Holcostephanus (?) in Cutch
1 1 176 „ : Notes on Cutch Ammonites, V
4 793 „ : „ „ „ „ VI

Session, 1933, Patna; XXI Session, 1934, Bombay; XXII Session, 1935, Calcutta; XXIII Session, 1936, Indore; XXIV Session, 1937, Hydrabad; XXV Session, 1938, Calcutta; XXVI Session, 1939, Lahore; XXVII Session, 1940, Madras; XXVIII Session, 1941, Benares, XXIX Session, 1942, Baroda.

**Bombay—Poona :** A Souvenir of the 21st Meeting of the Indian Science Congress, Bombay, 1934.

**Calcutta and Suburbs :** Indian Science Congress Association, 22nd Session, Calcutta, 1935.

Handbook of Indian Science Congress, 27th Sesssion, 1940, Madras.

**Benares** – Handbook, 28th Indian Science Congress.

**Current Science :** Vols. 1–10 (complete); Vol. 11, (Nos. 1–10).

**Annual Reviews of Biochemical and Allied Research in India :** Vols. VI—XII (1935—1941).

**Proceedings of the Society of Biological Chemists (India):** Vol. I (two copies); Vol. II, Part 1–2; Vol. III, Part I-III; Vol. IV, Part I.

**Annual Report of the Society of Biological Chemists India, 1939.**

**Journal of the University of Bombay :** Vol. III, Part 2; Vol. IV, Part 2; Vol. V, Part 2; Vol. VI, Part 2; Vol. VII, Part 3 (New Series); Vol. X, Part 5 (New Series); Vol. XI, Part 5 (New Series).

**Proceedings of the Indian Academy of Sciences :** Vol. XIII, No. 5 Section A, May, 1941.

દૂધ : લે. ડૉ. નૃસિંહ મુ. શાહ, પ્ર. ગુ. વ. સોસાયટી.

## સામયિકો

**ફૂલછાબ :** નિયમિત.

**માનસી :** માર્ચ, ૧૯૪૩.

**સુવિજ્ઞાન :** આર્યભૂષણ પ્રેસ, પૂણા, અં. ૧૮૫, મે; ૧૮૬, જુન; ૧૮૭, જુલાઈ; ૧૯૪૩.

**જ્યોતિર્ધર :** નિયમિત.

**ત્રૈમાસિક :** ગુજરાત સંશોધન મંડળ, મુંબઈ, એપ્રિલ, ૧૯૪૩.

**બુદ્ધિપ્રકાશ :** ગુજરાત વર્નાક્યુલર સોસાયટી, અમદાવાદ; એપ્રિલ-જુન, ૧૯૪૩.

# અનુભવની આપલે

## ૧. સાપના ઝહેરના ઉપચારો

ગુ. પ્ર. મંડળના સંગ્રહસ્થાનનું મહત્ત્વનું અંગ એક વખત સાપ હતા. જૂદે જૂદે પ્રસંગે એમાં અજગર, ચાકળણ, ધામણ, ફેવડી ધામણ, ડેંડુ, અફીણી ચીતળું, રૂપસુન્દરી, વગેરે નિર્વિષ સાપ પાળવામાં આવ્યા હતા. માત્ર નાગ અને કાળોતરા જેવા કાળસર્પોને સગવડના અભાવે પાળવામાં આવતા નહતા. સાથે સાથે અનેકવિધ પંખીઓ પણ રાખવામાં આવતા હતા. પણ એ સર્વમાં પ્રેક્ષકોનું વધુ ધ્યાન ખેંચનાર તો સાપ જ નીવડતા. સાપ નવી જાતનું પ્રાણી છે માટે નહિ, પણ મનુષ્યની અત્યંત નિકટમાં વસે છે છતાં જેના વિષે ભાગ્યેજ કંઇ જાણવામાં આવે છે; જેટલું જાણવા મળે છે એ પણ ભારે ભેદભરમવાળું, કલ્પનોત્તેજક અને ચમત્કારિક; એના ડંશથી મરણની બ્હીક: આમ કાંઈક ભય, વધુ પ્રમાણમાં ચમત્કારની-વૃત્તિ એવા કુતૂહલના મૂળમાં કારણરૂપ જોવામાં આવતી.

સામાન્ય જન સમાજની જ આ દશા છે, એવું નથી. બુદ્ધિમાન ગણાતો વર્ગ પણ આ વિષયમાં ભારે અજ્ઞાન સેવતો જોવામાં આવે છે. સાપનું ઝહેર, એનો ઉતાર, વગેરે સંબંધમાં વિચિત્ર માન્યતાઓ એમના મનમાં એવી તો જડ ઘાલી બેઠેલી હોય છે કે ગમે તેટલા પ્રમાણ આપી સત્ય વાત સમજાવો તોપણ—સભ્યતાના બંધનથી કદાચ મ્હોંએ નહિ કહે પણ—અંતરમાં તો એ તમને મૂર્ખ અથવા અંધશ્રદ્ધાળુ (!) જ ગણવાના.

સાપના સંબંધમાં ભ્રામક કલ્પનાઓ ઊભી કરનાર મુખ્યત્વે બે વ્યક્તિઓ જવાબદાર છે: મદારી અને ભૂવા. મદારી તો થોડુંઘણું પણ જાણતા હોય છે પણ ભૂવા તો સાવ અજ્ઞાન જ હોય છે. સાપનું ઝહેર ઉતારવાની અજબ શક્તિની બડાશ મારનાર ભૂવાઓને પૂછશો તો જણાશે કે એમાંના ઘણાખરા તો કાળા સર્પો કેટલી જાતના હોય છે એ પણ પૂરું જાણતા નથી હોતા. તમે પકડી આણેલો ઝહેરી સાપ કોઇને કરડાવીને તમારી રૂબરૂ ઝહેર ઉતારવાનું કહેશો તો ગુરુની આણનું અગર એવું બીજું કંઈ બહાનું કહાડી એ છટકી જ જવાના. છતાં આવા ભેભાગુઓથી ડાહ્યા મનાતા અંધશ્રદ્ધાળુઓ ડગલે ડગલે ઠગાતા નજરે પડે છે. એનો એકાદ દાખલો આપું. થોડાં વરસ ઉપર આપણા ત્યાં 'પાનદે' નામના એક સજ્જન, સાપ ઉતારનાર ઉસ્તાદોના ગુરુ ગણાતા હતા. સમગ્ર સર્પસૃષ્ટિ ઉપર એમનો એવો તો કાબુ હતો કે ગમે તેવો ઝહેરી સાપ કરડ્યો હોય તોપણ એમનું નામ લેતા જ ઉતરી જતો! એ મહારાજ વતે ભાવનગરમાં હોય અને ભુજમાં કોઈને સાપ કરડ્યો હોય તો ગમે તેટલા દિવસ ... પણ એમના હોકારા માત્રથી એ સાપ ભુજમાંથી ઊભી પૂંછડીએ ભાગતો આવી ... તરીકે એમની રૂબરૂ હાજર થઇ જતો! એમની આવી લોકોત્તર શક્તિથી અંજાઈને, અમદાવાદની પ્રજાનું ભલું કરવાની ધગશવાળા એક મ્યુની. કાઉન્સીલરે ઠરાવ કર્યો કે અમદાવાદ મ્યુનીસીપાલીટીએ આ સર્પવિષહર 'પાનદે' મહારાજને

માસિક રૂા. ૫૦) ના પગારથી નોકરીમાં રાખવા ! સ્ટેન્ડીંગ કમીટીની આ દરખાસ્ત જનરલ બોર્ડમાં આવી પણ ખરી. પરંતુ અમદાવાદની પ્રજાના સદ્‌ભાગ્યે, બોર્ડમાંની એક જવાબદાર વ્યક્તિએ એ ઠરાવનો વિરોધ કર્યો, સર્પવિષ વિષે સત્ય વૈજ્ઞાનિક હકીકત સમજાવી, 'પાનરે' પ્રભુના પ્રતાપથી પ્રજાને બચાવી અને અમદાવાદના એ પ્રહતનાયકોની બુદ્ધિનું લીલામ થતું અટકાવ્યું.

ધંતરમંતરનાં આવાં ધતીંગ ઉપરાંત આપણા ત્યાં (તેમ પારદેશમાં પણ) દવા-દારૂના અસંખ્ય પ્રયોગો સર્પદંશ ઉપર પરાપૂર્વથી કરાતા આવ્યા છે. આવી દવાઓમાં વનસ્પતીઓ મુખ્ય ભાગ ભજવે છે. આપણા વૈદકમાં તેમજ અનુભવીઓમાં જે જે વનસ્પતીઓ સાપ અને વીંછીના ઝેર ઉપર—લેપ, ઝીંકણી, નાસ, કાઢો, ચાટણ, ચર્વણ, ફાકી, એમ વિવિધરૂપે–'રામબાણ' ઉપાય તરીકે વપરાય છે, એ તમામ ખરે-ખર ઝેરી સાપ—નાગ, કાળોતરા, ખડચીતળા, દરીયાઇ સાપ, નાગરાજ, વગેરે-ના વિષના ઉપચાર તરીકે તદ્દન નિષ્ફળ જ હોય છે, એવું પ્રયોગદ્વારા સિદ્ધ થયું છે. જે જે વનસ્પતીઓની, રાસાયનિક પૃથક્કરણ અને પ્રત્યક્ષ ઉપચારદ્વારા, સર્પવિષ ઉપરની નિરર્થકતા ડૉ. મ્હસ્કરે હાફકીન ઇન્સ્ટીટ્યુટની પ્રયોગશાળામાં સાબીત કરી છે, એની યાદી, કર્નલ ચોપડાના Indian Indigenous Drugs ગ્રંથમાંથી તારવીને અહિં આપી છે. ડૉ. મ્હસ્કરના મતે એન્ટીવીનીન એકજ સર્પવિષ ઉપર અસરકારક ઔષધ છે: અન્ય કોઈ ઉપચાર નહિ.

—તંત્રી.

Abrus precatorius ચણોઠી
Acacia arabica બાવળ
„ catechu ખેર
„ concinna શીકાખાઈ
„ farnesiana તલબાવળ
„ pennata ખેરવેલ
Acalypha indica વેંછીકાંટો
Acanthus ilicifolius સં. હરિકુશ
×Achyranthes aspera અઘેડી
×Aconitum ferox વછનાગ
× „ heterophyllum અતિવિષ
×Acorus calamus વજ
Actæa spicata
Adhatoda vasica અરડુશી
Aegle marmelos બીલી
Ailanthus malabarica ગુગળ
Alangium lamarkii અંકોલ
×Albizzia lebbek કાળો સીરસ
Allium sativum લસણ
×Alstonia scholaris સાતવણ

Alternanthera sessilis જળજાંબવો
Althæa officinalis ગુલખેરા
„ rosea હોલીહોક
Amarantus spinosus કાંટાળો ડાભો
„ tristis
× „ viridis ઢીમરો
×Amomum subulatum મોટી એલચી
Anacardium occidentale કાજુ
Anagallis arvensis કાળી ફુલડી
Anamirta cocculus કાકમારી
×Andropogon muricatus ખસ
× „ schoenanthus રોસડી
Aneilema scapiflorum શીરામૂળીયાં
×Anisomeles malabarica મખમલી ચોધારો
×Anogeissus latifolia ધાવડી
Anthocephalus cadamba કદંબ
Antidesma bunias
×Aquilaria agallocha અગર
×Areca catechu સોપારી

Argemone mixicana દારૂડી
Arisaema speciosum
Aristolochia bracteata કીડામારી
Aristolochia longa
" indica નોરવેલ
" serpentina
×Artemisia maritima કીરમાણી
× " vulgaris સં. નાગદમની
×Arthrocnemum indicum બેલડો
Artocarpus integrifolia ફણસ
×Asparagus racemosus શતાવરી
Atalantia monophylla માકડ લીંબુ
Balanites roxburghii હીંગોરીયા
×Baliospermum axillare જમાલગોટા
×Balsamodendron roxburghii ગુગળ
×Bambusa arundinacea વાંસ
×Barleria cristata
Barringtonia acutangla સમુદ્રફળ
×Bassia longifolia મહુડો
×Bauhinia tomentosa પીળીઆસુંદરો
" variegata રક્તકાંચન
Benincasa cerifera
×Berberis asiatica
Betula bhojpattra ભોજપત્ર
Bixa orellana
×Boerhaavia diffusa પુનર્નવા
×Bombax malabaricum શીમળો
×Boswellia serrata લોબાન
Bragantia wallichii
Brassica campestris
" nigra
Butea frondosa ખાખરો
" superba વીલ્ટ
Caesalpinia bonducella કાકચ
Cajanus indicus તુવર
Calamus rotang નેતર
Calotropis gigantea આકડો
Calycopteria floribunda
Capsicum annuum મરચી
×Cardiospermum halicacabum કરોળી
×Careya arborea
×Carum copticum અજમો
Caryophyllus aromaticus લવિંગ
×Cassia alata
× " fistula ગરમાળો
" occidentalis કાસુંદરો
× " sophera કાસુંદરી
× " tora પુંવાડ
×Cedrus deodara દેવદાર
Celastrus senegalensis
×Cephalandra indica કડવી ઘોલી
Cicer arietinum ચણા
×Cinnamomum tamala તમાલ
× " zeylanicum
×Cissampelos pareira વેણીવેલ
×Citrullus colocynthis ઇંદ્રવારણું
×Citrus medica લીંબુડી
Clematis triloba મોરવેલ
Cleome viscosa તલવણી
×Clerodendron infortunatum
× " serratum
×Clitoria ternatea અપરાજિતા
Cocos nucifera નાળીએર
Coix lachryma કસી
Commelina oblique हि. कंजरा
Corallocarpus epigaea કડવી નાઇ
×Cordia obliqua
×Coriandrum sativum ધાણા
Coscinium fenestratum સં. दारु हरिद्रा
Costus speciosus સં. केमुक
×Crataeva religiosa વરણો
×Crocus sativus કેસર
Croton oblongifolia
× " tiglium
Cucumis trigonus ખાખરસુકણું
×Cuminum cyminum જીરૂં

# ગુ. પ્ર. મંડળના વર્તમાન

**સભાસદો.** ગયો અંક પ્રસિદ્ધ થયા પછી આટલા સજ્જનો મંડળમાં જોડાયા છે:

**સામાન્ય સભ્યો**

શ્રીવત્સલકુમાર ઈન્દ્રવિજય દેસાઈ શ્રીઅરદેસર સોરાબજી કોલાપેસી
શ્રીમણિભાઇ નરોત્તમદાસ દ્વિવેદી શ્રીનવીનચંદ્ર મણિલાલ દવે

**ભેટ.** મંડળના ખજાનચી શ્રી ચીનુભાઇ ચીમનભાઇના પ્રયત્નથી મંડળને ચાલુ વર્ષમાં રૂ. ૭૫૦) ની રકમ ભેટ તરીકે મળી છે. મંડળના અન્ય સભ્યો પણ પોતપોતાની લાગવગનો ઉપયોગ કરી આવી રીતે આર્થિક સહાય અપાવે તો મંડળની કેટલીક મુંઝવણો સહેજે દૂર થાય.

## દી. બ. શ્રીકૃષ્ણલાલ ઝવેરીનો મણિમહોત્સવ

**અભિનંદન.** ગૂજરાતી સાહિત્યના પ્રખર વિદ્વાન દીવાન બહાદુર શ્રીકૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીને ચાલુ વરસે પંચોતેર વરસ પૂરાં થાય છે, એ પ્રસંગે એમનું દીર્ઘાયુ ઇચ્છવા અને ગૂજરાતી સાહિત્યની એમની ચિરકાળની સેવા માટે અભિનંદન કરવા અર્થે ગૂજરાતની સાહિત્ય સંસ્થાઓએ વિવિધ સમારંભ યોજ્યા છે. આ પ્રસંગે ગુ. પ્ર. મંડળ પણ શ્રીકૃષ્ણલાલભાઇનું ચિરાયુ ઇચ્છે છે. આ મંડળ ઉપર શ્રીકૃષ્ણલાલભાઇનું ઋણ વિશિષ્ટ છે. આ મંડળના મુખપત્રના પ્રથમ પ્રકાશન પ્રસંગે, 'પ્રકૃતિ'ની અઢીસો જેટલી પ્રતિઓ ગુજરાતના અગ્રગણ્ય વિદ્વાનો અને પ્રતિષ્ઠિત પુરુષોને મોકલી હતી: એવી આશાથી કે ગુ. પ્ર, મંડળની પ્રવૃત્તિઓથી પરિચિત થઈને એ સજ્જનો કંઇક માર્ગદર્શન કરાવે. આ સમગ્ર વ્યક્તિસમુદ્ધમાથી કોઈએ પણ મંડળની પ્રવૃત્તિઓ પ્રત્યે સમભાવ દર્શાવવાની—અરે, 'પ્રકૃતિ'ની પહોંચ સરખી સ્વીકારવાની પણ—ઉદારતા દાખવી હોય તો માત્ર બે જ જણે: શ્રી વિદ્યાબહેન નીલકંઠે અને શ્રી કૃષ્ણલાલભાઈએ. શ્રીકૃષ્ણલાલભાઇને તો 'પ્રકૃતિ' (મોકલેલું પણ ગેરવલ્લે જવાથી) મળ્યું પણ નહતું છતાં કોઇ મિત્રના ત્યાં એનો અંક જોતાં વેંત એમણે મંડળનું અભિનંદન કરતો અને પ્રવૃત્તિની સફળતા ઇચ્છતો સંદેશો મોકલ્યો. એકલી પ્રોત્સાહનવાણીથી સંતોષ ન પામતા એ આ મંડળના આજીવન સભ્ય થયાં, જાતે આર્થિક સહાય આપી અને અપાવી, એ ઉપરાંત પ્રસંગે પ્રસંગે સૂચના દ્વારા મંડળને હિતમાર્ગે પળતું કર્યું. આવી અકારણ-બન્ધુતા દાખવનાર, વાડો બાંધવાનો જરાય અભરખો ન રાખતાં સાહિત્ય સેવાનેજ પરમકર્તવ્ય સ્વીકારનાર, ગૂજરાતી સાહિત્યના આ વયોવૃદ્ધ જ્યોતિર્ધર દીર્ઘાયુ થાઓ અને ગૂજરાતી સાહિત્યને એમની હુંફ હજુ પણ મળતી રહો, એવી ઇશ્વર પાસે અમારી યાચના છે.—હ.

# આ અંકના સર્જકો

**યશવંત ગુલાબભાઈ નાયક** (પૃ. ૬૫), એમ. એસસી., પીએચ. ડી. ગુજરાત કૉલેજમાં ફીઝીક્સના અધ્યાપક શ્રીનાયક આપણા તરુણ વૈજ્ઞાનિકોમાંના એક છે. એમના પોતાના વિષય ઉપરાંત એમણે વિજ્ઞાનની અન્ય શાખાઓને પણ પાઠ્ય પુસ્તકોના લેખનદ્વારા ગુજરાતી જનતા સમક્ષ મૂકવા પ્રયાસ કર્યો છે. સ્વભાષામાં વૈજ્ઞાનિક વિષયોને ઊતારવાની એમની પ્રયત્નશીલતાને લીધે, ગુજરાતી સાહિત્ય પરિષદે પ્રકટ કરેલા વૈજ્ઞાનિક–પરિભાષા–કોશનું મહત્ત્વનું કામ એમને સોંપવામાં આવ્યું હતું. ગુ. પ્ર. મંડળના એ મંત્રીમંડળમાં પણ છે, એટલે 'પ્રકૃતિ'ને એમનો સહકાર સુલભ જ રહેવાનો.

**શ્રીપાદ લક્ષ્મણ આજરેકર**(પૃ. ૭૨), બી. એ., ઇન્ડીઅન એજ્યુકેશનલ સર્વિસ (રીટાયર્ડ), ગુજરાત કૉલેજના વનસ્પતિવિદ્યાના ભૂતપૂર્વ પ્રાધ્યાપક અને ગુ. પ્ર. મંડળના આજીવન સભ્ય. વૈજ્ઞાનિક વિષયોને અંગરેજીમાંથી સ્વભાષામાં ઊતારવાના એ પ્રખર હીમાયતી છે. મહારાષ્ટ્રનું સુપ્રસિદ્ધ વૈજ્ઞાનિક માસિક પત્ર 'સૃષ્ટિજ્ઞાન' શ્રીઆજરેકર અને એમના અન્ય મિત્રોએ અંગત સાહસરૂપે શરૂ કરેલું અને શરૂઆતનાં વર્ષોમાં એમણે દરેક અંકનું ગોપીચંદન પણ વાપરેલું. એમની આવી જ્ઞાનપ્રચારવૃત્તિને લીધે ગુ. પ્ર. મંડળની પ્રવૃત્તિ પ્રત્યે એમની ભારે સહાનુભૂતિ રહે છે. ગુજરાત કૉલેજમાં ગાળેલાં સાત વર્ષ દરમ્યાન એમણે મરાઠી 'સૃષ્ટિજ્ઞાન' ગુજરાતીમાં છપાય, એ માટે અનેક પ્રયત્ન કર્યા હતા પણ એવું સાહસકર્મ માથે વહોરનાર કોઈ ગુજરાતી એમને મળ્યો નહિ. એટલે 'પ્રકૃતિ'ના પ્રકાશનથી એમને અત્યન્ત સંતોષ થાય એ સ્વાભાવિક છે. સરકારી નોકરીમાંથી નિવૃત્ત થવા છતાં એ હજુ અવૈતનિક અધ્યાપન કાર્ય કર્યે જાય છે. મહારાષ્ટ્રે પ્રથમ પંક્તિના જે કતિપય વનસ્પતિવિદો ઉત્પન્ન કર્યા છે, તેમાં શ્રી આજરેકરને ગણાવી શકાય. ઇન્ડીઅન સાયન્સ કોંગ્રેસના એક વાર્ષિક અધિવેશનમાં વનસ્પતિશાસ્ત્ર શાખાના એ પ્રમુખ હતા, વનસ્પતિ વિષયને લગતું મરાઠીમાં લખેલું એમનું પુસ્તક અજોડ મનાય છે. એમના જેવા પ્રખર વિદ્વાને લખેલા ચીભડાના જ્ઞાનવૃત્તાન્તે 'પ્રકૃતિ' ને ગૌરવાન્વિત કર્યું છે.

---

### લેખકોને

પ્રત્યેક લેખ મુખ્યત્વે ગુજરાતની પ્રકૃતિને લગતો અને સપ્રમાણ હોવો જોઇએ. એને અંગે શિકારના અસાધારણ અનુભવ, પ્રાણીઓની ખાસિયતોનું અવલોકન, વનસ્પતિઓનો સ્થાનભેદે વિસ્તાર કે અભાવ, ગુજરાતનાં પંખીઓ અને વનસ્પતિની વસતી ગણત્રી, વગેરેને લગતા લેખો, આવકાર પામશે. માત્ર કવિતા કે કેવળ કલ્પનામૂલક લેખોને સ્થાન મળશે નહિ. છપાયેલા લેખો ગુ. પ્ર. મંડળની પરવાનગી વગર છાપી પ્રસિદ્ધ કરી શકાશે નહિ.

## ABOUT LAWS OF DEVELOPMENT

"But why then always stick with such pertenacity to oldideals, why shall we never get rid of the doctrines we once imbibed in the schoolroom, though we recognise them to be false? There are two things which have been taught us by old father Linneaus, and which are equally untenable, but nevertheless have been learnt by everyone of us at school, and to which we keep sincerely till our oldest age; they are, first, that all the visible world can be divided into three kingdoms, the mineral, the vegetable, and the animal kingdom; and second, that man is only a species in the latter. Now would it not be by far more consistent with our knowledge of natural objects to introduce three very different divisions and to distinguish a mineral, an animated and a mental world? If we accept these divisions, we get rid of the two errors at once, we unite the animal and vegetable kingdoms into one, as they ought to be, and we separate mankind from the former as a separate division, the mental world...Cannot man...as "microcosmos" with all his history and mental achievements proudly be placed in comparison with all the animated world? Of all the three divisions of the visible creation the easiest for us to penetrate is the mineral or material world, only governed by the laws of Chemistry and Natural Philosophy. The second division offers much greater difficulties, viz., the animated world. Though the same laws as in the first division are yet in full action, they are modified and influenced by a power which is, up to the present, fully above our conception, the power of life, *vis vitae*, but which nevertheless cannot be denied. This power chiefly manifests itself in bodily development. Though the lowest grades and the beginnings of this second division are of a very low kind, yet they are separated from the first one by a deep gulf. The third division, the mental world, offers us the most complicated problems science has ever had to deal with: not only are the laws of Chemistry and Natural Philosophy yet in full action here also, but the laws which were followed by the animated world, though modified, govern here again, and to those is superadded a third factor, the mental power, with its own proper laws. The last factor exists, and everybody can be his own witness for its existence; and as in the lowest of animated creatures the law of development exists, so the germ of higher organised beings exists; though hidden, in the most miserable specimen of human existence, the germ of mental development, though he personally may not obtain the aim which is achieved by his bretheren. As between the first and second division, so also between the latter and the third, there exists a deep gulf, one side of which there is the animatek, on the other the intellectual existence, with its mental power, which does not exist in the animated world."

—*William Waagen*, Ph. D.
(In '*Jurassic Fauna of Kutch*,' p. 243. Pal. Ind., 1875).

